પામેપાપીજનજેહ; જેની દેતીરથનેવેદપુરાણ, ગૌબ્રાહ્મણભકતદેવનેજાણ.૫ તે નેનાખેકાળસુત્રનર્કમોઝાર, એકસહસ્ત્રયોજનતેનોવીસ્તાર; તેસહસ્ત્રવરસલગી ભોગવેદુખ, એવોખળનીંદકનવપામેસુખ. ૬ જેયોગ્યદંડકરેથઇભુપ, વાડદે ભકતદ્વિજસાધુરૂપ; તેનેશુકરમુખીનરકમોઝાર, નાંખીનેમારેઉપરમાર. ૭ કઠો રડાહજમદુતજતણી, તેમાંવેદનાપમાડેઘણી; જેગૌબ્રાહ્મણનીવૃતીહરે, તેઅંધ કુપનરકેસંચરે. ૮ જેપરસ્વહરણકરેપાપીષ્ટ. નવઅરપેબ્રાહ્મણસાધુઇષ્ટ; પોતે મધુરઅન્નભક્ષણકરે, તેક્રમીભોજનનર્કેસંચરે. ૯ જેસુવરણમણીચોરેપરકમાં તેનેનાખેદુષ્ટનામાનરકમાં; જેપંકતીભેદકરેઅતીઘણુ, કરેપોષણનીજદેહજત ણુ. ૧૦ તેનેકુંભીપાકનાખેતતકાળ, માંહેતપ્તતેલનીઆવેજવાળ; જેવેદપંથ માથેપગધરે, ચંડાળસ્ત્રીશુંગમનજકરે. ૧૧ લોહસ્થંભતપ્તસાથેતેજન, કરાવે તેશુંઆલીંઘન; વળીવૈતરણીમાંતેઅંશનો, કરાવેભક્ષણરકતમાંસનો. ૧૨ જે દભેકરીનેલોકનેવાય, ધુતીનેતેનુંસરવશાખાય; વૈશસનનરકનેપામેતેહ, પછી પામેતેચંડાળનોદેહ. ૧૩ જેવૃશલીસાથેગમનજકરે, તેપુયનામનરકેસંચરે; જે રજસ્વળાશુંરમેઅજ્ઞાન, તેનેરેતકુંડમાંકરાવેપાન. ૧૪ જેલુટેગ્રામલગાડેલાહે, તેનેનાંખેઅગ્નિકુંડજમાંહે; જેકપટકરીવીખદેપાપીષ્ટ, તેજીવનેઅશનકરાવેવી ષ્ટ. ૧૫ કુડીસાખપુરેજેજન, અધોમુખીનરકમાંથાયપતન;જેગુરૂનેતીરસ્કારજ કરે, વાબ્રાહ્મણભકતનોદ્વેષજધરે. ૧૬ ડંશકરેતેનેવીંછીશ્વાન, પડેઅશીપત્રન રકેઅજ્ઞાન; જેપરનોધરમનીંદેઅતીઘણું, કરેઅભિમાનઆચારજતણું. ૧૭ તેનીચયોનીઅવતરેકાક, શ્વાનશુકરનેવીડાળવરાક; જેજીભ્યાનેસ્વાદેકરેસુરા પાન, તેનેજમલોહરસપાયેનીદાન. ૧૮ જેજીવઅભક્ષાભક્ષણકરે, અગમનાગ મનકર્મઆચરે; તેપડેઅધોમુખીનરકમોઝાર; વળીજમકીંકરઘણોમારેમાર. વિશ્વાસઘાતજેપ્રાણીકરેતેશુળમુખીનરકેસંચરે; જેરૂડાપુરૂષનુંભુંડુંચાય; તેસ પંડંશનરકમાંજાય. ૨૦એવીનાનર્કઘણાંછેજેહ, પાપીજીવભોગવેતેહ;સૌનકકહે સુણોશતરૂધન, એપારનઆવેકરતાંકથન. ૨૧જેવુંકર્મતેવુંફળભોગવે, જન્મધ રીસુખદુખભેગવે; પાપતણુંફળદુખજાણજો,પુન્યનુંફળસુખપરમાણજો.૨૨એ વું બોલ્યાજ્યારેસૌનકમુન્ય, તેસુણીનેપુછેશતરૂધન; શેપાપેકરીદુખરોગજથા ય, તેમાનુભાવકહોમુનેકથાય. ૨૩ વળણ તેકથાકહોશેપાપેકરી, દુખરોગથા ચેતનરે; એવાંશતરૂધનનાંવચનસુણી, પછીબોલ્યાસૌનકમુન્યરે ૨૪ ઇતીશ્રી રામચંદ્રેઉત્તરકાંડેઅશ્વમેધીકેસૌનકશતરૂધન સંવાદેકર્મવિપાકકથનંનામએ કોનશષ્ટીતમોઅધ્યાય. ૫૯

## અધ્યાય ૬૦.

દોહ. હવેસૌનકમુનિવરબોલિયા, સુણોરઘુપુંગવરણધીર; પુરવપાપેપ્રાણી

ને, આવેરોગશરીર. ૧ તમનેતેનોભેદકહું, અનુક્રમકરીનેઆજ; નિશ્ચેકરમ વિપાકનો, મનધર જોમહારાજ. ૨ ચોપાઇ. પુરવેજેમદપાનીજંત તેનાહોયેકકા ળાદંત; અભક્ષાભક્ષણજેજનકરે, ગુલ્મરોગઉદરેવિસ્તારે. ૩ ઉત્તરમુખેકરે ભોજનપાન, તેનુંઉદરહોયેક્રમીવાન; મંઝારાદિકનુંસ્પરશુંઅન્ન, તેનેજેજન કરેઅશન. ૪ તેનેમુખેદુરગંધીહોય, તેનીપાસનબેસેકોય;પંક્તિભેદથીભોજન કરે, તેનેઉદરવાયુવિસ્તરે. ૫ કરેવિપ્રભોજનસંજોગ, તેનેથાય અજીરણરોગ; થઇધનવંતદાનનવકરે, મંદાગ્નિતેનેઉદરે. ૬ છાહારોગીવીખદેનાર, વાટ પડા પદરોગીઅપાર; સુન્યવાદીઅંગેકફ્વાત, અતિવિષયીનીનિરબળજાત. ૭ જે સર્વજનપરીતાપીમુળ,તેનાઉદરમાંઆવેશુળ;જેઅગ્નિલગાડેવનમાંઝાર, તેને થાયેરોગઅતિસાર. ૮દેવજળાશ્રોકરેમુત્રવીષ્ટ,હોયતેનેઉદરેબંધકષ્ટ;ગરભપાત કરેજેજનવંઝાદોષભોગવેતેહ. ૯જેસજજનવંચીચોરીખાય,તેનેઉદરેચુંકજથા ય;પ્રતિમાભંગકરેજેજન,પ્રતિષ્ટારહિતથાયેતેતન. ૧૦જેસત્યવચનખંડીકરેવા દ,પક્ષેબોલેતજીમરજાદ;ત્યાગદેખાડીભોગવેભોગ,પશ્ચતધાતથાયેતેનેરોગ.૧૧જે જુવેએકસ્વારથદ્રષ્ટેઘણુ,એકનેત્રથાયેતેતણુ;જેનાનેત્રમાંદ્વેષજઘણો, સહીનાશ કેસદગુણકોતણો. ૧૨ જુવેજારતસ્કરઅભિપ્રાય, નેત્રહીણતેઅંધજથાય; બ્રાહ્મણદેવનુંચોરેધન, તેનાગળીજાયેહસ્તનેતન. ૧૩ ત્રાંબુચોરે રક્તવિકાર, પાંડુરોગકાંસુહરનાર; પિંગટમુરધનીપીતરચોર, તીલચોરેત્રિયાજ્વરનુંજોર. ૧૪ કંચનચોરેકુબડોથાય, રજતચોરનીસ્વેતજકાય; વાતરોગતૈલતસ્કારે, અન્નચોરેતેભુખેમરે. ૧૫ નગ્નફરેજેચોરવસ્ત્રનો, છીદ્રીતતનચૌરકશહસ્ત્રનો; અસત્ય બોલેતેથાયેબોબડો રૂપમાનીહોયકુબડો. ૧૬ પિતાપત્નીશુંરમેજેજન, લિંગરહિતથાયેતેનુંતન; ગુરૂપત્નીશું ગમનજકરે, મુત્રકછતેનેવિસ્તારે. ૧૭ કન્યાગમનકરેનરજેહ, રક્તકુષ્ટથાયેતેનીદેહ; ગમનકરેજેભગનીસંગ, ગજ કરણરોગથાયતેનેઅંગ. ૧૮ ભ્રાતપત્નીશુંજારજરમે, ગુલ્મકુષ્ટરૂજતેનેદમે; સ્વામનીગમનકરેજેજન, દદ્રુરોગથાયેતેનેતન. ૧૯ પિતુભગનીજેજનભોગ વે, ભગેંદ્રરોગતેજનજોગવે; માતુલપત્નીશુંરમેરંગ, જાદુથાયેતેનુંવામઅંગ. ૨૦ પિતાબંધુપત્નીસંજોગ, તેનેહસ્તથાયેપતરોગ; મીત્રનારીશુંરમેજેજાર, મ્રતપત્નીથાયેવારંવાર. ૨૧ હરશરોગથાયેગોત્રગમન, પુંશ્ચલીપતીવિસ્ફુટીક તન; પુત્રસ્ત્રીશુંરમેઅનુકુળ, મંદમદનઆ વઅંગશુળ, ૨૨તપસ્વિનીશુંકરે જેસ્નેહ, તેનેનિશ્ચેથાયપ્રમેહ; પશુયોનીશું ગમનજકરે, તેપ્રાણીભોગવિશે નવડરે. ૨૩ જેવેશદેખાડીધુતીખાય, તેનેરોગજળંધરથાય; જીવણુતણીજેહિં સાકરે, તેપ્રાણીનરકેસંચરે. ૨૪ એટલાદોષસંક્ષેપેકહ્યા, એવીનાઅન્યઘણાએ કરહ્યા; કથનકરતાંનાવેપાર, માટેકિંચીતકર્યોવિસ્તાર. ૨૫ નરનારીજેકૃત્યઅ

ચરે, તેદુખપામેરોગેમરે; હેશતરૂધનસૌનકભણે, સરવજંતુવશકર્મજતણે. ૨૬ જેનીરૂડીદેહઆકૃતી, રૂડાભોગનેરૂડીમતી; શુભાચરણસુખપરમાણજો, તે પુન્યવાનપ્રાણીજાણજો. ૨૭ જેનુંરૂપનેદ્દહેરોગીષ્ટ, દુખીદરીદ્રકુમતીપાપીષ્ટ; પણસર્વપાપનુંપ્રાશ્ચીતએક, શ્રીરામનામમહામંત્રવિશેક. ૨૮ કોટીકર્મએથીમુકાય, પાપતણીમતીસઉટળીજાય; હરીથીજેજીવવિમુખથઇફરે, તેનેતીરથપાવનનવકરે. ૨૯ લેતાંનારાયણનુંનામ, પામેધર્મઅર્થમોક્ષનેકામ; તેમાટે શુણોશતરૂધન, માનોઅમારૂસત્યવચન. ૩૦ અશ્વનીપાસેજઇગુણવાન. રામચરીત્રકરાવોગાન; તેથીઅસુરનોથશેઉધાર, તતક્ષણચાલશેયજ્ઞતોખાર ૩૧ એવુંસુણીરીપુસુદનરાય, સૌનકમુનિનેલાગ્યાપાય; આજ્ઞામાગીઆવ્યાત્યાંય, અશ્વયજ્ઞનોસ્થંભ્યોજ્યાંય ૩૨ હનુમંતેગાનકર્યુંતેણીવાર, તવરાક્ષસતેપમ્યોઉધાર; દીવ્યરૂપતેવેળાથયો, વીમાનબેશીનેસ્વરગેગયો. ૩૩ તતક્ષણચાલ્યો યજ્ઞતોખાર, કરતાસરવેજયજયકાર; ઇતિશ્રીપદ્મપુરાણમોઝાર, પાતાળખંડે વરણવીનિરધાર. ૩૪ રામાશ્વમેધતણીજેકથાય, અડતાળીશમોઅધ્યાય; શેષે વાત્સાયણનેકહી, સૌનકથીશતરૂધનેલહી. ૩૫ નિશ્ચેકર્મવિપાકજતણો, નામતણોમહીમાઅતિઘણો; તેહકથાપ્રાકૃતમાંકરી, ઓતાજનબોલોશ્રીહરી. ૩૬ ઇતિશ્રીરામચરિત્રેઉત્તરકાંડેઅશ્વમેધીકેસૌનકશતરૂધનસંવાદેકર્મવિપાકકથનંનામષષ્ટીતમો. ૬૦

## અધ્યાય. ૬૧

રાગધન્યાશ્રી. ત્યાંથકીચાલ્યોયજ્ઞકેકાંણજી. સકળસૈન્યાતેનીપુંઠળજાણજી;સેવાઘણીકરતાતેઅશ્વનીદાસજી,એમકરતાંઆવ્યોહીમાચળપાસજી.૧ ઢાળ.હીમાચળપરવતનીપાસે, આવ્યોયજ્ઞતોખાર;ત્યાંકુંડળપુરનામેનગર,મહારમ્યશોભાસાર. ૨ત્યાંઅદીતીનાકર્ણનાંકુંડળપડ્યાંતેઠામ તેમાટેએનગરનુંપાડ્યુ કુંડળપુરએવુંનામ. ૩ ત્યાંસુરથનામેરાયછેશ્રીરામનોમહાભક્ત,વળીસત્યવાદી ધર્મપાળકજાણેસર્વેજકત. ૪ તેરાયકેરારાજ્યમાંસહુપ્રજામહાધરમીષ્ટ,સ્વધર્મ પાળેવરણચારેકોનહિપાપીષ્ટ. ૫ પરદ્રોહપરત્રિયપરનિંદાપરદ્રવ્યપરહેલન, તેનીવાસનાનવથાયસ્વપનેએવાંનિરમળમન. ૬ અકાળમ્રત્યુમરેનહિકોનેન પીડ્યારોગ, દુખીદરિદ્રનહિકોપુરમાંભોગવેમહાભોગ. ૭યમલોકમાંકોઇજાયનહિએવાપુન્યપ્રાણીત્યાંહે, આયુષપુરણભોગવીજાયેવિષ્ણુલોકજમાંહે. ૮ એક સમેયમનેકહ્યુંદુતેસુરથકેરૂચરિત્ર, ત્યાંઅમારોઅધિકારનહિસહુપ્રજાપુન્યપવિત્ર. ૯ તેશુણીયમઆશ્ચર્યપામ્યાથયોમનસંદેહત્યાંહે, મુનિવેશધરીનેધર્મઆવ્યાકુંડળપુરનીમાંહે. ૧૦ તેશુરથરાયનીસભામાંયમઆવીયાતેણીવાર,ત્યારેભુપઉઠીથયોઉભોકર્યોબહુસતકાર. ૧૧ સિંહાસનપરબેસાડીભુપેકરીપુજાય, મ

સ્તકનમાવીસ્તવનકીધુંબોલિયોગછેરાય. ૧૨ હેમહાપુરૂષતમોપધાર્યાકરવામુને
પાવન, સતસંગસમત્રિલોકમાંનથીલાભબીજોઅન્ય. ૧૩ માટેહરિકથાનુંશ્રવ
ણમુજનેકરાવોમહારાજ, જેથીટળેમહાપાપજનનાંથાયેસર્વેકાજ. ૧૪ ત્યારેય
મઋશીનેબોલીયાએમશુંકહોરાજન, એહરીતેવળીકોણછેતેનીશીકથાકીરત
ન. ૧૫ હરીકથાશ્રવણથકીતમારૂશુંથશેકલ્યાણ, નીજકરમથીસંસારસહુભોગ
વેસુખદુખજાણ. ૧૬ પાપેકરીનેનરકપામેપુન્યેસ્વરગેજાય, એમકર્મનેવશજીવ
સહુતોહરિથકીશુંથાય. ૧૭ કર્મકરીબ્રહ્માથયાસત્યલોકપામ્યાતેહ, કરમેકરીને
શુરપતિસ્વરગનોરાજાજેહ. ૧૮ માટેયજ્ઞયાગકરીતમોનૃપકરોદેવપ્રસન, તેણે
મનવંછીતશુખપામશોજાઇરહેશોસ્વર્ગસદન. ૧૯ માટેહરિકથાથીશ્રેતમારૂશુંથ
વાનુંરાય, જોકામકર્મકરોસદાભોગવોસુખસમુદાય. ૨૦ એવાંવચનસુણીયમ
રાજનામનખેદપામ્યોભુપ મહાક્રોધકરીનેબોલિયોઅલ્યામુરખબ્રાહ્મણરૂપ. ૨૧
ઉત્તમજનમધિક્કારતારોધિકછેતુજધરમ, તુંહરીતણીનીંદાકરીનેશ્રેષ્ટમાનેકર
મ. ૨૨ અલ્યાવીચારીજોવાતઉંડીશુંબકેજેમતેમ, તુકર્મજડકર્મનેમાનેમોક્ષ
થાશેકેમ. ૨૩ અલ્યાસ્વર્ગાદિકજેકર્મનાફળનાશવંતનિશેધ, ક્ષીણપુન્યમૃત્યુ
લોકેપડેએમકહેવેદ. ૨૪ વળીસ્વર્ગનાવીષેભોગનેતુંવખાણેઅનુકુળ, પણઇંદ્ર
નેશુકરતણુશુખતેસમેસમતુલ્ય. ૨૫ વળીઇંદ્રબ્રહ્માઆધસર્વેઅશાશ્વતછેજાણ્ય
અક્ષરઅખંડહરિતણુપદસદાસુખનિવારણ. ૨૬ ભગવાનનીભક્તિથકીથયામુ
ક્તજીવઅપાર, ધ્રુવપેહેલ્હાદવીભીષણપામ્યાઅખંડપદનીરધાર. ૨૭ શ્રીવાશુદે
વનોત્યાગકરીજેઉપાસેઅન્યદેવમતિમંદગંગાત્રઠતૃષીતજાઇકુપખણાવેએવ ૨૮
વળીતિરથવૃતજપહોમતપમખયોગઅધ્યનદાન, તેઆચરતાંહરીનામલેતોસ
ફળથાયનીદાન. ૨૭ શ્રીનારાયણુનાનામવીનઆચરેસાધનજેહ, ઉગરેતેનેકેવ
ળશ્રમતુશાવઘાતીતેહ. ૩૦ અચ્યુતનેઅરપણકરાવીણકરેકૃતિઅજ્ઞાન, તેસં
મ્યકફળનવપામેજેવુભસ્મમાંઅવદાન. ૩૧ ભક્તિકલપતરૂકામધુકચિંતામ
ણીથીવરીષ્ટ, તેઇછીતઆપેસરવસુખવળીસદાઅખંડબળીષ્ટ. ૩૨ એવીહ
રીતણીનીંદાકરેજેકર્મવાદીમુઢ, યમકીંકરનાખેનરકમાંતેમારમારેગુઢ. ૩૩
શુકરૂજોતુંવીપ્રછેમાટેધરૂપાછોપાય નહિતોબાંધીમારૂમારતુજનેકરૂઘણીશીક્ષાય.
૩૪ તારૂમુખદેખાડીશનહિમુનેતેંઘણીકરીનીદાય, એનેકાઢીમુકોપુરથકીકરી
શેવકને આજ્ઞાય. ૩૫ એવીટિકજોઇરાજાતણીનેથયાધરમપ્રશન, પછેપ્રગટકી
ધુરૂપપોતેપામ્યાસહુદરશન. ૩૬ અરેભુપતિતુંમાગ્યવરકંઇમારીપાસેઆજ,
જેઇછાહોયેમનવીશેતેપુરૂમનોરથકાજ. ૩૭ હુંધર્મવાસીસ્વરગનોઆવ્યોજોવા
તુજપરીક્ષાય, ધન્યધન્યછેતુનેભુપતીકુળધન્યમાતપીતાય. ૩૮ તુજદરશને
થાયેપતીતપાવનપામેમોક્ષનીદાન, તારીભક્તીજોઇથયોપ્રસન્નહુંમાટેમાગ્યતું

વરદાન. ૩૯ ત્યારેસુરથકહેશ્રીરામજીનાંપામુંહુંદરશન, ત્યાંલગીમારીદેહપડે નહિશુણોયમરાજન. ૪૦ મુજપુરવીશેયમયાતનાનહિસરવપામેસુખ, વળી શોકરોગવીયોગનહિભોગવેનહીકાદુખ. ૪૧ એવાંવચનસુણીરાજાતણાંનેથયાં ધરમપ્રસન, અસ્તુકહીનીજલોકમાંપછીગયાયમરાજન. ૪૨ એવોશુરથરાજા સત્યવાદીભકતહરીનોજાણ, તેપુરતણાઉપવનવીસેઆવ્યોયજ્ઞકેકાણ. ૪૩ સે વકેજઇકહ્યુંરાયનેત્યારેહરખ્યોમનઅપાર, શ્રીરામચંદ્રનાથશેદરશનકર્યોએમ વીચાર.૪૪પછીઅશ્વબાંધ્યોભુપતીવજડાવીયાંનીશાન,રણસ્થંભરોપ્યોયુદ્ધક રવાસુરથયાસાવધાન. ૪૫ વળણ. તેસુરથયાસાવધાનસરવે, બાંધ્યોયજ્ઞતોખા રરે; ત્યારેશતરૂઘનેસુમંતને, પુછયુંતેણીવારરે. ૪૬ ઇતીશ્રીરામચરીત્રેઉ ત્તરકાંડેઅશ્વમેધીકેકુંડળપુરેઅશ્વર્ગમનસુરશ્રાપાયાખ્યાનંનામએકષષ્ટિતમો અધ્યાય. ૬૧

## અધ્યાય ૬૨.

રાગમારૂ. હવેસુમંતનેશતરૂઘનપુછેકોણેબાંધ્યોયજ્ઞતોખાર, એભુપતિનુશુ- નામપરાક્રમકહોમુજનેવિસ્તાર૧ત્યારેશુમતિએતેશુરથરાયનુકહ્યુચરિત્રવીસ્તા રી, અરેશતરૂઘન, એસમાનનથીબીજોનૃપબળધારી.૨શ્રીરામચંદ્રનોપરમભક્ત વળી સત્યસિંધુરણધીર, છેદશપુત્રઅતીબળીઆરાયનેરણપંડીતમહાવીર. ૩ રીપુજીતદુરવારમતાપીબળમોહકચંપકએવ, હરયક્ષભુરીદેહશુરથીમોદકને સહદેવ. ૪ એદશેદીશાનેજીતેએવાપુત્રદશેબળવાન, વળીતેકરતાંમહાબળીયો કાહાવે ભુપતીઇંદ્રસમાન. ૫ હુંજાણુછુંતમોસવળેજીત્યાપણએનૃપનહીજીતાય, જોયુદ્ધકર્યાવીનઅશ્વઆપેકંઇ એવોકરીએઉપાય. માટેશામદામભેદેકરીલી જેશ્યામકરણઆણીવાર, વાળીપુત્રનેવીષ્ટીકરવામોકલીયોનીરધાર. ૭હવેમી ત્રીતણાએવાંવચનશુણીનેવીચાર્યુંશતરૂઘન, પછેઅંગદનેપાસેતેડીનેબોલ્યાહે તવચન. ૮ અરેવીરજાકુંડળપુરમાંશુરથરાયનીપાસ, વીવેકેકરીનેવીષ્ટીકરજે દેખાડીઅમારોત્રાસ. ૯ તુંવચનબોલ્યામાંપરમચતુરછેમાટેજાનીરધાર, જેમ યુદ્ધકર્યાવીનનમેભુપતીઆપેયજ્ઞતોખાર. ૧૦ એવાંવચનસુણીનેઅંગદચાલ્યો સમરીસીતાકંત્ત,કુંડળપુરનીશોભાજોઇનેચકીતથયોબળવંત. ૧૧ પછેરાજસ ભામાંઆવ્યોતતક્ષણપોતેવાળીકુમાર, સુરથરાયેઘણુમાનદેઇને બેસાડયોતેણી વાર.૧૨ પછેમધુરવચનેભુપતીબોલ્યોકોણતમોકપીરાજ, કોનાપુત્રશુનામતમા રૂઆવ્યાછોશેકાજ. ૧૩ ત્યારે અંગદકહેતમોશુણોભુપતીહુંવાળીકેરોતન, શ્રી રામચંદ્રનોકિંકરહુંછુંએમારાસ્વામીન. ૧૪ હુંસીતાપતીનોઆજ્ઞાકારીઅંગદ મારૂંનામ, તેમભુકેરોયજ્ઞતુરીનૃપઆવ્યોઆણેઠામ. ૧૫ શતરૂઘનતેપુંઠળછે શ્રીરામચંદ્રનાવીર, અન્યઘણાપૃથ્વીનારાજાસાથેછેરણધીર. ૧૬ અનેકદેશજી

તીજશલીધોવશકીધાસહુરાય, શ્રીરામચંદ્રનોપ્રતાપજાણીભુપતીનમીયાપાય. ૧૭ તેશતરૂઘનઅહીંઆવ્યાછેઉતરીઆઉપવન, અસંખ્યસૈન્યાસાથેછેવળીપૃથ્વીનારાજન. ૧૮ ભરથપુત્રપુષ્કળમહાબળીયોસુગ્રીવનેહનુમંત, વીભીષણઆદેયોધવણાતેકાળનોઆણેઅંત. ૧૯ત્યાંવાતશુણીજેસુરથરાયેબાંધ્યોછેતોખાર, ત્યારેરામબંધુયેમુનેમોકલીયોકહેવાઆણેઠાર. ૨૦ તમેરામચંદ્રનાપરમભક્તછોધરમતણાધ્વજરૂપ, માટેવીરોધકરવોઘટેનહિતમનેજુવોવીચારીભુપ, ૨૧ શતરૂઘનમનએમવીચારેરામભકતએરાય, તેસાથેયુદ્ધકરીયેતોહરીદાસતણોદ્રોહથાય.૨૨માટેઅશ્વઆપીનેમળેતોસારૂમારૂનહિવીરોધ; તેમાટેમુજનેમોકલીયોકરવાતમનેબોધ. ૨૩તમોઅશ્વઆપીનેપાયેલાગોશતરૂઘનનેઆજ, સ્વાગન્યશેવાકરોસર્વેનીથાશેરૂડાંકાજ. ૨૪ એવાંઅંગદકેરાંવચનસુણીનેહશીયોશુરથરાય, અરેવાળીનંદનધન્યતુનેતુંચતુરઘણોકહેવાય. ૨૫ પણજુવોવીચારીધર્મઅમારોક્ષત્રીકેરોઆજ, જોયુદ્ધકર્યાવીનઅશ્વઆપુંતોલાગેકુળમાંલાજ. ૨૬ ગુરૂશિશ્યસ્વામીશેવકવળીપિતાપુત્રનેવીર તેધર્મરાખવામાટેક્ષત્રીયુદ્ધકરેરણધીર. ૨૭ જોમળત્રુંહોતમારેપેહેલુંતોબાંધતશાનેઅર્વ, હવેમારીહાંશીથાયેજોમુળમુકીગર્વ. ૨૮ માટેઅંગદતુંજઇશતરૂઘનનેકહેહવડાંતતકાળ, ભાઇસાવધાનથાઓયુદ્ધકરવામુકીઆળપંપાળ. ૨૯ તમોરવીવંશમાંજન્મધરીશુંકાયરથાઓઆમ, વળીક્ષત્રીકેરોમોક્ષધર્મછેકરવોજેસંગ્રામ. ૩૦અરેઅંગદચતુરાઇતારીજાણીમેંનીરવાણ,પણયુદ્ધકર્યાવીનઅશ્વનઆપુકહેજેસત્યપ્રમાણ. ૩૧ વળણ. જઇકહેતુંશતરૂઘનનેએમનહિઆપુકેકાણરે; એવાંવાયકશુણીશુરથરાજાનાં,પછેઅંગદબોલ્યાવાણરે. ઇતીશ્રીરામચરિત્રે ઉત્તરકાંડેઅશ્વમેધીકેસુરથસડભાયાંવ્યષ્ટીકર્ણેથેઅંગદાગમનોનામદ્વાષષ્ટીતમોઅધ્યાય. ૬૨

## અધ્યાય ૬૩.

રાગધન્યાશ્રી. અંગદબોલ્યોશુણોરાજનજી, તમોનિર્બળજાણ્યાશતરૂઘનજી; નથીજોયાતમોએમનાકામજી, જેધર્મસ્થાપવાપ્રગટયારામજી, ૧ ઢાળ. શ્રીરામપુરણબ્રહ્મપ્રગટયાહરવાભુમીભાર, વળીધર્મનુંસ્થાપનકરવાદુષ્ટનોસંહાર. ૨ જેણેમાર્યાશુબાહુતાડીકાખરદુખરત્રીશરાજેહ, વળીરાવણકેરાકુળતણો સંહારકીધોતેહ, ૩ તેરામનાબંધુશતરૂઘનમહાબળીરણધીર, જેનુપરાક્રમશ્રીમુખેનિત્યવખાણેરઘુવીર. ૪ જેણેમારીયોરાક્ષસમયાશુરયુમનાત્રટમોઝારદેશમથુરાંકર્યોનીરભેસુખીલોકઅપાર. ૫ વળીઅશ્વરક્ષાઅર્થેજીત્યાપૃથ્વીનારાજન, તેનેનિરબળકહોતમોરાયશુંવિચારીમન. ૬ એકભરથજીનોપુત્રપુષ્કળકોણેનવજીતાય, વળીમારૂતીમહાવીરજેકરેકાળનેશિક્ષાયે. ૭ તોતમારોસોઆશરોક્ષણમાંહેજીતેભુપ, પણભકતજાણીરામનાસત્યવાદિધરમસ્વરૂપ. ૮

બાશીયુધેનહીજીતોતમોરાવવીનેરાજન, માટેઅશ્વઆપીપાયેલાગોમાનોમારૂ વચન. ૯ એવાવાયકવાળીપુત્રનાં શુણીબોલ્યોશુરથરાય, અરેઅંગદનોહોય રાવણુસભાજેરોપેજઇનેપાય. ૧૦ આતોયુદ્ધકરીનેજીતવુંસનમુખરહીનીરધાર એમછુટસોનહીછળકરેજાસેતમારોભાર. ૧૧ મેંદરશનકરવારામનુંપણકર્યુંસ ત્યવચનમાટેઅશ્વઅમથોનઆપુંજેપડેમારૂતન. ૧૨ રણમાંહેમુરછીતકરૂસહુને યુદ્ધથકીતેઠામ, શ્રીરાથનેઆંહાંતેડાવુંતોસુરથમારૂનામ. ૧૩ કદાપીરણમાંહેજો હુંમરણપામીશઆજ, તોયપણસદગતિથાસેરૂડીકીરતીકાજ, ૧૪ મેંમળવા શ્રીરઘુવીરનેકપીરાખીછેઆદેહ, તેપ્રભુપણપાળશેમારૂજાણીસાચોસ્નેહ. ૧૫ શુણુઅંગદએસત્યવચનમારૂપ્રતીજ્ઞાકરૂંઆજ, રણમાંહે જીતીસર્વનેતેડાવુંશ્રી મહારાજ. ૧૬ નથીબોલતોઅભીમાનથીહું કહુનીરમળમન, એભક્તવત્સ ળપ્રભુમુજનેઆપસેદરશન. ૧૭ માટેવાળીનંદનજઇકહોતમોશતરૂધનનેએ હ, હવેયુદ્ધકર્યાવીનપામસોનહીયજ્ઞવાજીજેહ. ૧૮ એવાંનીશ્ચવચનઅંગદશુણી કર્યોશુરથનેપરણામ, ત્યાંથકીઉઠીઆવ્યોછેસૈન્યજ્યેણેઠામ. ૧૯ સહુસભાશુણુ તાંશતરૂધનનેકહુંતેવૃતાંત; નહીઅશ્વઆપેયુદ્ધકર્યાવીનરાયછેબળવંત. ૨૦ આશ્ચર્યપા મ્યાસર્વેકોસુણીશુરથનોસંદેહ, પછીસજથયાસંગ્રામકરવા શકળ સૈન્યનરેશ ૨૧ વળણ. નરેસસહુસત્વરથયાં, યુદ્ધકરવાતેણીવારરે; વાજીત્ર વાગેઅતિઘણાં, થાયશસ્ત્રનાચળકારરે. ૨૨ ઇતિશ્રીરામચરીત્રેઉત્તરકાંડેઅશ્વ મેધીકેસુરથાંગદસંવાદેત્રિશષ્ટીતમોઅધ્યાય. ૬૩

## અધ્યાય ૬૪

રાગસોરઠ. રાયસુરથસાથેયુદ્ધકરવાચઢયાશતરૂઘ્ન, છેવીરશુરાવેશપુરા પૃથ્વીનારાજન. ૧ ચતુરંગદળહયગયપદાતીરથતણોનહીપાર, ધ્વજાપતાકા ફરફડેજાણેવીદુતનાચળકાર. ૨ હવેકુંદળપુરપતીચઢયોપોતેસાથેનીજસૈન્યા ય, આગળચઢયાદશપુત્રસુરારહોપુંડળરાય. ૩ વાજીત્રવાગેઅતીઘણાંતેઉભેદ મોઝાર, મહાજોધનાપદપ્રહારથીપૃથ્વીસહેનહીભાર. ૪ સિંહનાદકરતાસઇ ન્યમાંતેસામાસામીશુર,એમશુરથનેશ્રીરામનુંદળમલ્યુસાગરપુર. ૫ બિરદા વળીબંદીજનબોલેઉભેકુળનીખ્યાત, રાગસિંધુગાયગુણીજનઅલાપીસ્વર સાત.૬ હવેથવામાંડયુંયુદ્ધપરસ્પરકરેમારોમાર, ઘાયમારેશુરથાયેશસ્ત્રનાચળ કાર. ૭ રથેરથનેગજેગજએમભડેભીરૂજોડ, મહારથીસામામહારથીમનસક ળભરીયાકોડ. ૮ વળીરાયનાદશપુત્રવઢતાવીરમહાસમરથ, એકએકનાત્યાં અડયાઆવીસામાસામીરથ. ૯ હવેમોદકસામોકુશધ્વજવળીવીમદનેરીપુજી ત, પુષ્કળનેચંપકવડેસુરથીસુબાહુઅજીત. ૧૦ દુરવારનેલક્ષ્મીનીધીબળ મોહકઅંગદએવ, પ્રતાપાઢયનેપ્રતાપીસત્યવાનનેશહદેવ. ૧૧ હરયક્ષનેનીલ

રત્નરાજાવઢેતેણીવાર, ભુરીદેહનેવીરમણીતેકરેયુદ્ધઅપાર. ૧૨ એમદસેજણ દશપુત્રસામાકરેમહાસંગ્રામ, તેશમેનુંયુદ્ધજોઇનેમારથીમુકેમામ. ૧૩ વીમાન બેશીદેવજોતાંયુદ્ધતેમહાઘોર, બુંબાણકરતામારતાસ્વરતણોથાયેસોર. ૧૪સુ શવાડચાલેશરતનીજેમઅખંડમેઘનીધાર, ત્રંબાળુજેમઘનગરગડેઅસિતડીત નાચળકાર. ૧૫ શુરનેઅંગેચોંટીયાશરઅમીતશોભેઆમ, જેમવૃષારૂતુમાંક ળાકરનાચતાઠામોઠામ. ૧૬ શ્રોણીતનીસરીતવહીગજરથતણાયાજાય ભુત ભૈરવભક્ષકરેજોગ્યણીનાચેગાય. ૧૭ હવેચંપકનેપુષ્કળવઢેછેબન્યોએમહાવી ર, કોપાછોપગમુકેનહિએવામારથીરણધીર. ૧૮ પુષ્કળસુતતેભરથનોરાયનો ચંપકનામ, તેનેયુદ્ધજોઇનેદેવનાઠામુકીમનનીહામ. ૧૯ સહુજોધજોતાચકીત થઇસંગ્રામમુકીત્યાંહે, એકએકથીનવઓસરેએવારાજકુંવરરણમાંહે ૨૦ અ સ્ત્રવિધાયેસમાનબન્યોઉતર્યાજેણીવાર, ત્યારેસુરથનોસુતકોપીયોકર્યોધનુષનો ટંકાર. ૨૧ ગુરૂસ્મરણકરીનેશરચઢાવ્યોદિપ્તમાંનપ્રચંડ, આકરણસુધીખેં ચીયુમહાબળકરીકોદંડ. ૨૨ પછીચંપકેરામાસ્ત્રમુકયુમંત્રભણીતેણીવાર, તેણે પુષ્કરનેબંધનકર્યોત્યારેહવોહાહાકાર.૨૩ વળણ.હાહાકારહવોસૈન્યમાં, જ્યારે બાંધ્યોપુષ્કળવીરરે; રિપુદમનદુખીયાથયા, ત્યાંમુકીમનનીધીરરે. ૨૪ ઇતિ શ્રીરામચરિત્રે ઉત્તરકાંડઅશ્વમેઘીકેશતરૂઘનસુરથસંગ્રામેપુષ્કળબંધનંનામચ તુઃષષ્ટીતમોઽધ્યાય. ૬૪

## અધ્યાય ૬૫.

રાગમારૂ. જ્યારેબાંધ્યોપુષ્કળબળવંત, ત્યારેકોપેચઢ્યાહનુમંત; ચંપક સામાઆવ્યામહાવીર, યુદ્ધકરવામાંડયુંરણધીર. ૧ મુકયાંચંપકેબાણઅનંત, ભાગીનાંખ્યાંગ્રહીહનુમંત; પછીવજરતનુંથયાસ્વસ્થ, માર્યુંતાડવ્રક્ષગ્રહીહ સ્ત.૨ તેછેદયુંચંપકેમુકીબાણ, સિંહનાદકર્યોનિરવાણ, ગ્રહીમદોન્મત્તમાતંગ, માર્યોમારૂતિયેતેનેઅંગ. ૩ ચંપકેશરમુકીઉડાડયો, પાછોહનુમંતઉપરપાડયો માર્યામારૂતીનેપંચબાણ, રૂદેમાંહેવાગ્યાંનિરવાણ. ૪ ત્યારેરેકોપ્યાત્યાંપવનકુ માર, ઝાલ્યોરાજકુવરતેણીવાર; ગ્રહીહસ્તનેઉડયાઆકાશ, છુટયોકરથીપા મ્યોઅવકાશ.૫ નભમારગેરહીનેત્યાંહે, ઘણુંયુદ્ધકર્યુંમાંહોમાંહે;પછીકર્યુંપરાક્રમ શીષ્યતરણી, પુંછેબાંધીપછાડયોધરણી. ૬ પડયોચંપકથઇમુરછાય, તેદેખી ધાયોસુરથરાય; મારૂતીનીસાથેઅભીરામ, રાયકરતોમહાસંગ્રામ. ૭ મારેવ્રક્ષ ઉપરમહાવીર, ઉડાડેશરથીનૃપધિર; બ્રામ્યાસ્ત્રમુકયુંરાજન, ઉડયાઆકાશ માંવાયુતન. ૮ હનુમંતભમ્યાઘણીવાર, નવઆવ્યોતેપંથનોપાર; રાયમુકતો બાણઅપાર, વાળ્યોસૈન્યતણોસંહાર. ૯ તેજોઇનેશતરૂઘનવીર, આવ્યાસન મુખમહારણધીર; માર્યાસુરથનેપંચબાણ, તેણેભેદયુંરૂદેનિરવાણ. ૧૦ ત્યારે

કોપેચઢયોરાજન, વરસાવ્યોવિશીખપરજન્ય; શતરૂઘનેમુકયાવણાસર્પ, ગરૂડાસ્ત્રમુકયુંતવનર્પ. ૧૧ પર્વતાસ્ત્રમુકયુંરઘુતન, વજરાસ્ત્રમુકયુંરાજન; રિપુદમનેસાંધ્યુબ્રહ્માસ્ત્ર, રાયેમુકયુમહાદેવનુંઅસ્ત્ર. ૧૨ અસ્ત્રવિદ્યાયેતેબળવાન, એમઉતર્યાબન્યોસમાન; સુરથેશતરૂઘનનેત્યાંહે, બ્રહ્મશક્તિમારીરૂદેમાંહે. ૧૩ આવી મુરછા પડયા તેણીવાર, હવોસૈન્યામાં હાહાકાર; તેકાળે જોઇ ભુપતી સર્વ, ધાયા વીર ધરી મન ગર્વ. ૧૪ થયુ ઘોરયુદ્ધ તેણી વાર, કહેતાં ગ્રંથ પામે વીસ્તાર; શર ચાલે બોલે સુસવાટ, ઉભે સૈન્યનોવળીયોડાટ. કોપ્યા વિભિષણનેસુગ્રીવ, તેણેયુદ્ધકર્યુંછેઅતિવ; સુરથરાયતણાદશતન, કર્યામુરછીતપ્રૃથ્વીપતન. ૧૬ સુગ્રીવેરાખ્યોરણરંગ, કર્યોરાયતણોરથભંગ; બેઠોભુખતી બીજેરથ, શરચાપગ્રહીસમરથ. ૧૭ માર્યાસુગ્રીવનેદશબાણ, પડયોઅચેતથઇનિરવાણ; વિભિષણનેતેમાર્યાવીસ, પડયોલંકાપતિપાડીચીસ. ૧૮ તેસમેધાયોપવનકુમાર, કરતોલાંગુળકેરોમાર; પુંછેબાંધ્યોરાયનેરથ, પ્રૃથ્વીમાંપછાડયો સમરથ. ૧૯ થયોમુરછીતક્ષણબળવાન, પછીઉઠયોથઇસાવધાન; મુકયુંરામાસ્ત્રતેણીવાર, કર્યોબંધનપવનકુમાર. ૨૦ પછીસૈન્યમાંહેરાજન, મોહનાસ્ત્રકમુયુ તેદીન; મોહપામીપડયાસઉવીર, ગતિભંગથઇગઇધીર. ૨૧ સઉસઇન્યથયુછેઅચેત, તેમાંમારૂતીછેસાવચેત; બંધાયુછેરામાસ્ત્રેગાત્ર, નથીલેખવતાતલમાત્ર. ૨૨ નથીત્રોડતાબંધપ્રમાદ, રામાસ્ત્રનીરાખીમરજાદ; સ્વામીપ્રતેશેવકનોધરમ, તેપાળ્યોઅંજનીશુતેપરમ. ૨૩ બેઠાશીળથઇભુમાંહે, ચારેપાસેજુવેછેત્યાંહે; સઉસૈન્યથયુંઅચેતન, જોઇવીરેવિચાર્યુંમન. ૨૪ નીજપુંછતણીકરીઓટ, સૈન્યપાછળકીધોકોટ; પછીમનમાંરખીધિર, બેઠાસમરેશ્રીરઘુવીર. ૨૫ તેસમેનારદમુનિરાય, એકલાનભપંથેપળાય; દીઠારામસૈન્યાનાહવાલ, પડયાવિરથઇબેહાલ. ૨૬ જોઇઆવ્યાસરજ્યુતિર, જ્યાંબેઠાશ્રીરઘુવીર; મળ્યોસકળમુનિનોસાથ, બેઠાદીક્ષાલેઇરઘુનાથ. ૨૭ વળણ. રઘુનાથબેઠાદિક્ષાલેઇને, ત્યાંઆવ્યા નારદરૂષિરાયરે; શુરથેજીત્યાસરવને, તેમાંડીકહીકથાયરે. ઇતિશ્રીરામચરિત્રે ઉત્તરકાંડેઅશ્વમેઘીકેશુર્થે શતરૂઘ્નસૈન્યામુરછાનાનંતરંનારદેનશ્રીરામપ્રતિકથનંનામપંચષષ્ટતમોડધ્યય. ૬૫

## અધ્યાય ૬૬.

રાગધન્યાશ્રી. નારદેકહીજેસકળકથાયજી, તેસુણીઉઠયાશ્રીરઘુરાયજી; મુનિસભાલેઇશ્રીભગવાનજી, તતક્ષણબેઠાપુષ્પવીમાનજી. ૧ ઢાળ. પુષ્પવીમનમાંપ્રભુબેઠાચલાવ્યુંતેણીવાર, ક્ષણમાંહેઆવ્યાઅવધપતિનિજદળપડયુંજેઠાર. ૨ વીમાનરાખ્યુંભોમીપર, ઉતર્યાદિનદયાળ, કરીકૃપાદ્રષ્ટીસરવપ્રતેઉઠીયાતતકાળ. ૩ ઉભયસૈન્યાતણાજનનાંથયાંદૃઢસહુઅંગ, ઉઠયાઅશ્વગજરથપ-

દાતીચતુરંગસૈન્યાસંગ. ૪ ટળેતીમીરજ્યમરવીઉદયથીવળીશરદઆગમઘ
ન, એમરામચંદ્રનીકૃપાદ્રષ્ટેથયાનીરમળતન. ૫ શતરૂઘનપુસ્કળઆદીસહુતે
નમ્યારામનેપાય, આનંદસુખપામ્યાઘણુંજ્યારેમળ્યાશ્રીરઘુરાય.૬ વળીસુરથ
રાયેરામદીઠાશોભેતનઘનસ્યામ, મુખહશીતરાજીવનેત્રશુંદરલાજેકોટીકકામ
૭ એવુંસ્વરૂપજોઇસીતાપતીનુંરોમાંચીતથયોરાય,સાષ્ટાંગકરીપડયોદંડવતશ્રી
રઘુપતીનેપાય. ૮ અપરાધજાણીપોતાનોગદગદથયોનીરધાર, પ્રભુચરણસીંચ્યા
આંસુએશીરમુકીરહયોઘણીવાર. ૯ પછેરામેઉઠાડયોરાયનેપોતેગ્રહીજુગહાથ,
પ્રભુભક્તવત્સળદ્રવીતથઇનેભીડયોરૂદયાસાથ. ૧૦ તેસમેવાગ્યાંદુંદભીવરસા
વ્યાંદેવેફુલ, સહુભાગ્યવખાણેભુપનું બીજોનહીએસમતુલ્ય. ૧૧ પછેસ્તુતી
ઘણીકરીરામનીરાયસુરથેજોડીહાથ, મુજદીનકેરીપ્રતિજ્ઞાપાળીતમોહેનાથ.
૧૨ આજભક્તવત્સળબીદતેસાચુંકર્યુંમહારાજ, પ્રભુપધાર્યાપણપાળવારાખ
વામારીલાજ. ૧૩ એમવીનેવચનભુપેકહ્યાંઘણાંદિનપણેતેણીવાર, દશપુત્રન
મ્યારામચરણેથયોજયજયકાર. ૧૪ પછેસુરથરાજારાજમંડળસહિતશ્રીરઘુરા
ય, તેકુંડળપુરમાંગયાતેડીહઇએહરખનમાય. ૧૫ પુરનીપ્રજાજોઇરામનેહરખી
ઘણુંતેકાળ, શુભલલીતલલનાંવધાવેભરીપુષ્પમોતીથાળ. ૧૬ ઘેરઘેરધર્યાઉપ
ચારમંગળચોકચારૂબજાર, દરશનકરીજનદયાનીધીનાંમાનેસફળઅવતાર.
૧૭ સુખઆપતાએમસર્વેનેપ્રભુઆવ્યારાજદ્વાર, તેઉતાર્યાસુંદરસ્થળેરાયેકીધી
સવાઅપાર. ૧૮ ભોજનનાનાભાત્યનાંતાંબુળબીડાંસાથ, ઋષીરાજમંડળસહી
તપોતેઆરોગ્યારઘુનાથ. ૧૯ સહુસૈન્યનેસંતોષીયુંઆપીયાંભોજનપાન, એમ
સુરથરાયનામંદીરમાંરહ્યાત્રૈણદીવસભગવાન. ૨૦ પછીચોથેદીનથયાજાવાત
ત્પરપોતેજુગદાધાર, ત્યારેરાયેરામાર્પણકર્યુંસહુરાજરાજધનપરીવાર. ૨૧ કર
જોડીનેસ્તુતીકરીભુપબોલ્યોદીનવચન, પ્રભુદરશનકરવાતમારૂંમેંરાખ્યુંછે
આતન. ૨૨ હવેનાથનીરખ્યાનેત્રથીપણપાળ્યુંપુરણકામ, પ્રભુશરણઆપોચ
રણનુંનથીઅન્યઆશારામ. ૨૩ એવાંવચનસુણીરાજાતણાંત્યારેબોલ્યાશ્રીરઘુ
વીર, તમોરક્ષાકરવાઅશ્વનીજાઓધરીમનમાંધીર. ૨૪ આવજોવળતાઅવધ
પુરજોવાયજ્ઞમહોછવત્યાંહે, તમોસદામારેશરણછોનથીવેગળાક્ષણક્યાંહે. ૨૫
પછેરાયકેરાપુત્રનેઆપ્યુંપ્રભુયેપાછુંરાજ, શતરૂઘનનેશિક્ષાકરીવહેલાઆવજોક
રીકાજ.૨૬ પછેબેઠાપુષ્પવીમાનમાંમુનીમંડળશુંરઘુવીર, યજ્ઞમંડપમાંઆવ્યા
પ્રભુસરજુગંગાનીતીર,૨૭ હવેઅશ્વત્યાંથીચાલીયોપુંડળઘણાનરનાથ,નીજસૈ
ન્યલઇનેસુરથરાજાચાલ્યોતેનીસાથ. ૨૮ એકથાસુરથરાયનીજેસુણેનરનેનાર,
કરેકૃપાતેનેરઘુપતીપામેપદારથચાર.૨૯ વળણ.ચારપદારથપામેતેજન, જેકથા
સુણેપ્રેમેકરી; કહેદાસગીરીધરસહુભાવધરી, શ્રોતાજનબોલોશ્રીહરી. ૩૦ ઇ

તિશ્રીરામચરીત્રેઉત્તરકાંડેઅશ્વમેધીકેસુર્ષ્ઠોપાખ્યાનેશ્રીરાયદર્શનાતઅશ્વપ્રાપ્તીર્નામશષ્ટપટીતમોઅધ્યાય. ૬૬

અધ્યાય ૬૭.

રાગધન્યાશ્રી. કુંડળપુરથીચાલ્યોકેકાણજી, નીજઇચ્છાયેવીચરેજાણજી; શોળપદમદળપુંઠેપળાયજી, વાજીત્રવાગેગુણીજનગાયજી. ૧ ઢાળ. ગાયગુણીજનવીશદકીરતીપાવનજેરઘુકુળતણી, જેનુનામલેતાંજાયઅઘએવારામરાયચુડામણી. ૨ તેનાયજ્ઞનોહયફર્યોસઘળેજીતીનૃપવરજશથયો, અંગવ્યેગકલ્પીગદ્રાવડમરૂતતૈલંગગયો.૩ એમઅનેકદેશફર્યોતુરીત્યાંરાયજીત્યાજેટલા, પ્રતાપજાણીરામનોઆવીમલ્યાનૃપકેટલા. ૪ ગીરીસરીતસરવનપુરવીપુલયજ્ઞતુરીઘાટફર્યોઘણે, પછીએમકરતાંઆવીયોઆશ્રમમુનીવાલ્મિકતણે. તેવનઅતીરળીઆમણુશુકપીકમ્રગકીડાકરે, વસંતરત્યફુલીસદાસુરભીત્રીવીધીગુણવીસ્તરે. ૬ રહ્યાતેવનમધ્યેજાનકીજેજગતજનુનીઇંદીરા, વાલ્મિકનાઆશ્રમવીશેભજેરામનેગુણમંદીરા. ૭ આદીકવીજેમુનીવાલ્મિકઆશ્રમનથીતેકાળમાં, વરૂણનેઘેરયજ્ઞકરાવવાગયાછેપાતાળમાં.૮ બે પુત્રસીતાતણાલવકુંશપાળેઆજ્ઞામાતાતણી, ફળજળલાવી આપતાનીજધર્મપરમમતાઘણી. ૯ જ્યારેમુનીપાતાળેગયાત્યારેકહીગયાબેભ્રાતને, આપણાવનનીરક્ષાકરજોસેવજોનીજમાત. ૧૦ ત્યારે એકસમેકુશગયોવનમાંદુરફળલેવાતદા, લવકરેરક્ષાવનતણીકરધનુષબાણગ્રહીસદા.૧૧ સંગેમુનીનાપુત્રનાનાતેસાથેવનમાંફરે,એકવૃક્ષછાયાતળેબેઠાક્રીડામનગમતીકરે. ૧૨ એવેસમેતેવનવીશેઆવ્યોયક્ષતુરીરઘુવરતણો, જાણેકામેહયનુરૂપધરીયુંએમશોભેઅતીઘણો.૧૩ મુનીબાળકેદીઠોતદાલવનેકહેજોતુરીએહશેકોનોકેમઆવ્યોશોભતોરૂપેકરી. ૧૪ એવુંસુણીનેલવગયોપાસેઝાલ્યોહયહસ્તેજદા, કનકપત્રલેલાટહતુતેછોડીનેવાંચ્યુતદા. ૧૫ તેપત્રવાંચીથયોવાકયબોલ્યોદ્વિજતનશુહશ્રી, ભાઇઆજઆવ્યોલાગશુભઅનેબાંધ્યાનીચીંતાકશી.૧૬ જુવોલખ્યુમહાઅભીમાનથીએમકેવોબળીયોરામછે, વીનદોષમુજમાતાતજીમાટેમારેએનુંકામછે.૧૭ સુંથઇધરાનિરવીરજેએમકરેમોટમતાઘણી,કોઇનથીકોઇક્ષત્રીપૃથ્વીમાંશુએનેમાથેછેમણી.૧૮ શુએપુરૂષપેદાથયાબાકીનપુશકબીજાહશે,હુનથીબીહીતોરામથીજોઉએથકીહવેશુથશે.૧૯ એપીતાછેતોભલેછેએણેપરભવીમુજમાતને,તેદોષનીવરતીકરૂઘણીશીક્ષાઆપુતાતને.૨૦ હવેપ્રતીજ્ઞાછેમારેએશુવીરોધકરૂઘણો,જીત્યાવીનાહયનઆપુંતોખરોસુતસીતાતણો. ૨૧ મુનીવાલ્મીકનીવીદ્યાતણોતેપ્રતાપદેખાડુસર્વને,તોધ્યાવેલોશ્રીયનેખરોજોઉતારૂએનાગર્વને.૨૨ એવુંકહીનાખ્યુઅશ્વકંઠેઅંગવસ્ત્રપોતાતણુ,રંભાતરૂએતુરંગબાંધ્યોવિપ્રસુતવારેઘણુ.૨૩ ભાઇશુંકરવાએઅશ્વબાંધેકોબળીયાભુપતીનોહ

શેતેહવડાંઆવીલેઇજશેવળીઝાલીતુજનેમારશે.૨૪ લવકહેમીથ્યાશુંલવોતમો જુવોદુરઉભારહી, એકસમેઆવેકાળતોપણતેનેશીક્ષાકરૂસહી. ૨૫ વળણ. સ હીકરૂશીક્ષાકાળને, એમબોલ્યોલવરણધીરરે;કદળીનેથડઅંશ્વબાંધીપછીસજ થઇઉભોવીરરે. ઇતીશ્રીરામચંદ્રેઉત્તરકાંડેઅશ્વમેધીકેવાલ્મિકાશ્રમેલવેનઅશ્વ બંધનંનામસપ્તષષ્ટીતમોઅધ્યાય. ૬૭

## અધ્યાય. ૬૮

રાગસામેરી. હવેકંદળીનેથડઅશ્વબાંધીઉભોલવતેઠાર, તેચિંતવતોચા રેદીશાજાણેતીક્ષણસીંહકુમાર. ૧ એટલેઆવ્યાઅશ્વરક્ષકદીઠોહયતેઠાર,મુની બાળકપુછ્યુંતદાકોણેબાંધ્યોયજ્ઞતોખાર. ૨ ત્યારેવિપ્રસુતકહેપેલોઉભો, શા મસુંદરવીરઆકરણનેત્રપ્રચંડભુજમહાધનુરવિદ્યાધીર. ૩ એણેઅશ્વબાંધ્યોત મારોએવીબોલ્યાબાળકવાણતેઅશ્વરક્ષકજોઇલવનેથયાવિસ્મયજાણ. ૪ એટ લેરૂળચતુરંગઆવ્યુંઅગ્રશતરૂઘન, ત્યારેઅશ્વરક્ષકેકહ્યુંજઇસુણતાંસકળરાજ ન. ૫ પેલેબાળકેહયબાંધીયોકદળીથડમોઝાર, એવુંસુણીનેઆશ્ચર્યપામ્યાઆ વ્યાતેણેઠાર,. ૬ તેપુત્રનેજોઇહરશ્યાસરવેપામ્યામનઉમંગ,ભાઇરમતએશીશુએ કરીમાટેછોડીલાવોતુરંગ ૭ત્યારેવીરસરવેબોલીયાઅલ્યાબાળકસુણતુંવાણ, છોડીઆપહયશ્રીરામનોજાણુંઅમારેજાણ. ૮ ત્યારેક્રોધેકરીલવબોલીયોમેંબા ધ્યોયજ્ઞતોખાર,તેછુટવોહવેકઠણછેનોહેહાંશીકેરોવિચાર. ૯ અલ્યાતસ્કરોતમો કોણછોજેબોલોકાયરવાણ, જોદુખતુંહોયપેટમાંતોઆવોલેવાકેકાણ. ૧૦ હુયુદ્ધ કર્યાનીવાટજોઉછુંકયાંછેતારોરામ, તેનેજઇનેકહોવહેલાઆવેઆણેઠામ. ૧૧ ત મોબાળકજાણીમુજનેસરવેકરોછોઆળ,પણપ્રાણલેઇશસર્વનાછુંકાળકેરોકાળ ૧૨ એવાંવચનસુણીશતરૂઘનેકરીશેવકનેઆજ્ઞાય, ભાઇછોડીલાવોઅશ્વએબા ળકથકીશુંથાય. ૧૩ તેસુણીવીરશહસ્ત્રઆવ્યાછોડવાકેકાણ, ત્યારેલવેસજથઇ ધનુષગ્રહીમાર્યાસરવનેબાણ.૧૪ તેણેહસ્તકાપ્યાસહસ્ત્રનાજેમપડેતરૂનાંપત્ર,હો કારોતવસબળોથયોસઉવીરકોપ્યાતત્ર.૧૫ ત્યાંથવામાંડયુંયુદ્ધદારૂણવઢેવીરઅ પાર,સરતણીવૃષ્ટીથાયછેજેમઅખંડમેઘનીધાર.૧૬ એમભુમીજાસુતબાણમુકે થાયગરજનાઘોર,દુરથીસઉરાજાજુવેઆબાળકનુંશુંજોર.૧૭ ભાઇવરશદ્વાદશ નોકુંવરછેબળતણોનહિપાર, એનાંચિન્હરૂડાંદિશીયેકોહશેરાજકુમાર. ૧૮ કો વીરકહેએવીપ્રસુતપણગુરૂસમરથહોય, એમવખાણીવાતોકરેસઉકુંવરસામુ જોય. ૧૯ તેદેખતાંસીતાસુતેકર્યુંસૈન્યતારોતાર, દળસરવપામ્યુંપરાજયત્યારે હવોહાહાકાર. ૨૦ જેમવૃષારૂતુમાંશોભીયેકરેકળાકેકૈજાણ, એમચોટિયાંસરવ નેઅંગેલવતણાંજેબાણ. ૨૧ દળભંગજોઇશતરૂઘનેરથહંકાવ્યોતેણીવાર, સ નમુખઆવીનેરહ્યાલવહતાજેણેઠાર. ૨૨ રિપુસુદનેદીઠોકુંવરઅદભુતઆકૃતી

૩૫. જાણેશુંબીજારઘુપતીબ્રહ્માંડકેરાભુપ. ૨૩ ત્યારેરીપુદમનેપુછીયુંઅલ્યાકું વરકોનોતન, તુનેવિદ્યાકોણેભણાવ્યોપછેબોલ્યોપુત્રવચન. ૨૪ તુનેપુછ્યાનું કારણશુંઅલ્યાયુદ્ધકરમુજસાથ, તમથકીહુંબીતોનથીજેઆવશેરઘુનાથ. ૨૫ અલ્યાતમસરખાગજતણાયુથતેવીદારવાનેકાજ, તેનીસ્યેકરીનેજાણજેહુંથ યોપ્રગટસિંહરાજ. વિષ્ણુવાહનઆગળજથાઉરગેજવાયનજેમ, એમરહેતાં મુજસનમુખથાશેગતિતમારીતેમ. ૨૭ એવાંવચનસુણીનેકોપીયાપછેશતરૂઘ નતેણીવાર, સિંહનાદકરીનેલવનીઉપરમુકયાંબાણઅપાર. ૨૮ સીતાસુતેતે છેદીયાંશતરૂઘનકેરાંબાણ, પછેરીપુદમનનારૂદેમાંમાર્યાપંચશરનિરવાણ ૨૯ તેવીશીખવાગ્યાંમર્મમાંઉછળ્યારથમોઝાર, શતરૂઘનમુરછીતથઇપડ્યાત્યારે હવોહાહાકાર. ૨૦ વળણ. હાહાકારહવોતદા, થયામુરછીતશતરૂઘનરે; એવું વીપરીતજોઇનેકોપીયા, પછેધાયામારૂતતનરે. ૩૧ ઇતીશ્રીરામચરિત્રેઉત્તરકાંડેઅશ્વમેધીકેલવેનશતરૂઘનમુર્છાનંનામઅષ્ટષષ્ટીતમોઅધ્યાય. ૬૮

## અધ્યાય ૬૯

રાગમારૂ. થયામુર્છિતશતરૂઘન, ત્યારેધાયાતેમારૂતતન; એકપરવતગ્રહીનેપાણ, આવ્યાલવસનમુખનીરવાણ. ૧ મુકયુંલવેબાણતેણીવાર, ઉડાડ્યોગીરીતેનીરધાર; વૃક્ષપાષાણગ્રહીબળવંત, કરીવૃષ્ટીઘણુંહનુમંત. ૨ સામાં રાઘવીમુકેબાણ, છેદેસકળતરૂનીરવાણ; હનુમંતેજાણ્યુંએમમન, એહશેજાનકીનોતન. ૩ માટેઉપજીમનકરૂણાય, બાળજોઇવીસ્મયથાય; વળીયુદ્ધકરેપ દરોપી, રાઘવીમારતોશરકોપી. ૪ અંજનીસુતબોલ્યાવચનકહેભાઇતુંકોનોતન; સીતાપુત્રકહેકપીરાજ, તારેપુછયાતણુંશુંકાજ. ૫ એમગોષ્ટીકરેઆઠામ, નહિથાયેતમારૂંકામ; એમકહીનેમુકયુંનારાચ, બ્રામ્યમંત્રભણીનેસાચ. ૬ વાગ્યુંમારૂતીનારૂદેમાંહે, ઉડયાતતક્ષણનભમાંત્યાંહે; ભમતાઘણુંપવનકુંમર, ધાયોપુરકળતેણીવાર. ૭ તેજોઇલવવીચારેમન, એહશેભરતજીનોતન; દીઠો લવનેવિરથનિરધાર, પુષ્કળઉતરીયોતેણીવાર. ૮ પોતેધનુષબાણગ્રહ્યાંહસ્ત, સીતાપુત્રથયોછેસ્વસ્થ; વરશદ્વાદશનાબેવીર, શોભેધનુરવિદ્યાનાવીર. ૯ એકકામનેબીજોવસંત, રવીશકાપતીતેજવંત; જેમનવરસમાંરૂદ્રવીર, એમશોભતાબેરણધીર. ૧૦ સામાસામીકરેછેવિરૂદ્ધ, જુવેઅંતરીક્ષદેવતેયુદ્ધ; શતરૂઘનવળીમુરછાય, જુવેદુરથકીસહુરાય. ૧૧ બન્યોરાઘવીમહાબળવંત, ક્રોધેકાળનોઆણેઅંત; ઘણુંયુદ્ધકર્યુંતેકુમાર, કહેતાંગ્રંથપામેવિસ્તાર. ૧૨ ઉતર્યા અસ્ત્રવિદ્યાયેસમાન, લવપુરકળબેબળવાન; લવેકાળાસ્ત્રમુકયુંત્યાંહે, વાગ્યુંપુરકળીનારૂદેમાંહે. થઇમુરછાપડ્યોભર્થતન, ત્યારેધાયાશતરૂઘન; કરીબાણવૃષ્ટીતેદીશ, લવછેદીનાખેકરીરીસ. ૧૪ રિપુદમનુમુકેજેજેબાણ, સીતાપુત્રછે

દેનિરવાણ; એમયુદ્ધથયુઘણીવાર, પછેકોપ્યાકેકૈનાકુમાર, ૧૫ એકકાઢયુંબાણુનિરવાણ, રામનુંતેઆપેલુંજાણ; કહ્યુંતુરઘુપતિયેજેહ, સંકટસમેમુકજેએહ. ૧૬ તેકર્યુંધનુશેસંધાન, મહાતેજસ્વીદીપ્તમાન; તેમુકયુંજ્યારેશતરૂઘન, તારેલવેવિચાર્યુંમન. ૧૭ આઅગ્નિવતઝળકેબાણ, નિસ્ચેમારશેમુજનેજાણ; મારીપાસેનથીકુશવીર, એવુંકહીપછેરાખીધીર. આવ્યોશરકરતોસુશવાડ, જાણેપ્રલ્લઅગ્નિનોઉમાડ, લીવેસ્મરણકર્યુંગુરૂકેરૂ, મુકયુંતીક્ષણબાણઘણેરૂ. ૧૯ શતરૂઘનનોશરતેણીવાર,છેદ્યોમધેથકીનીરધાર; તેનોઅંગ્રભાગઉડયોત્યાંહે, તેવાગ્યોલવનારૂદેમાંહે. ૨૦ પડયોવીકળથઇનેવીર, થયુંચૈતનરહિતશરીર;જ્યારેલવપામ્યોમુછાય, રામસૈન્યામાંજયજયથાય. ૨૧ સિંહનાદકરેભુપાળ, કહેપરસ્પરપડીયોબાળ; જુવેવેગળેથીનરૂપધીર, પણપાસેનઆવેકોવીર. ૨૨ વળણ. કોવીરપાસેઅવાયનહિ, એવોલવકેરોમનત્રાસરે; ત્યારેરીપુસુદનરથમાંથીઉતર્યા, આવ્યાકુંવરનીપાસરે. ૨૩ ઇતિશ્રીરામચરીત્રેઉત્તરકાંડેઅશ્વમેધીકેતરૂઘનેલવમુછાનંનામ.૬૯

## અધ્યાય ૭૦

રાગવેરાડી. હવેશતરૂઘનરથમાંથીઉતર્યાને આવ્યાકુંવરનીપાસ, સુંદરરૂપજોઇલવકેરૂબોલ્યાથઇનેઉદાસ. ૧ આકુંવરએકલોવનમાંક્યાંથીકોણહશેએનોતાત,આવોરત્નપુત્રજેણીયેજનમ્યોધન્યધન્યએનીમાત. ૨ મુખશુંદરઆકરણનેત્રએનાંઅજાનબાહુપ્રચંડ, એનાકુળમાંઅજવાળુંકરવાઉગ્યોહતોમાર્તંડ. ૩ પછીરિપુદમનેઉછંગમાંલીધોજોયુંસુહાસ્યવદન,રૂપજોઇનીશ્વાસજમુકેજળભરીયુંલોચન. ૪ પછીવદનપખાલ્યુંસીતળજળથીનાખ્યોશીતપવન, તોયેમુછાવળીનહિલવનીત્યારેબોલ્યાશતરૂઘન. ૫ જોજાણથશેએનીજનુનીનેતોતેનહિજીવેજાણ, માટેપ્રભુનીપાસેલેઇજાઉએનેજીવાડુંનિરવાણ. ૬ એવુંકહીનિજરથમાંનાંખ્યોલવનેતેણીવાર, વાજીત્રવાજતેવળીયાપાછાછોડીનેતોખાર. ૭ તેરૂષિનાપુત્રેદીઠોતેનેલેઇજાતાંબળવંત, તેણેસિતાનીપાસેઆવીનેકહ્યુંસકળવરતંત ૮ અરેમાતાકોભુપેમાર્યોલવનેત્યાંનિરધાર, તેરથમાંઘાલીલેઇજાયછેહવડાંઆણીવાર. ૯ એવુંસાંભળીસીતાજીથયાંમુરછીતતેણેઠાર, જેમપડેપુતળીકાષ્ટનીએમપડિયાંછેનિરધાર.૧૦ પછીઉઠીનેઆક્રંદકરેછેઅંગપછાડેઆપ,નેત્રેજળચોધારાંચાલેકરતાંવિવિધવિલાપ.૧૧ અરેદૈવતેંઆશુંકીધુંદીધુંદુખઅપાર,આજપરવશમારોપુત્રપડયોકોણકરેભુમનેવાર.૧૨ જેષ્ટકુંવરકુશપાસેનથીનેહુંએકલડીઆંહે, વાલ્મિકમુનિતોઘેરનથીકોણવારેધાશેત્યાંહે. ૧૩ હતીસુરજચંદ્રમાસરખીમારેબેબાળકનીજોડ, તેલવનેહવેક્યારેદેખીશદૈવેદીધીખોડ. ૧૪ બેબાળસજોડેલેઇનેઅવધપુરજાવાનીઆશ,તેમનસુબામનમાંહેરહ્યાનેદૈવેકરીનિ

રાશ. ૧૫ અહોરઘુપતિપ્રાણનાથછોભક્તવત્સળમહારાજ,પ્રભુબાંહેગ્રહાનીલા
જનઆવીકીધુંઆવું કાજ.૧૬ ચૌદવરસવનસાથેરાખીરાવણશું યુદ્ધકીધું, ઘણી
મમતામુજસારૂરાખીઅંતેદુખશું દીધું, ૧૭ પ્રભુતમોકરોછોભલુંસરવનું સમાન
સરવેઅંક, હું દુખપામુતેમારેકરમેનથીતમારોવંક.૧૮ ઘણુગદગદકંઠેવિલાપક
રતાંસિતાજીતેણીવાર, એમમનુશિલીલાજણાવેછેલક્ષ્મીનોઅવતાર.૧૯ એટ
લેકુશવનમાંહતોતેનેમાનશુકનથયાત્યાંહે, તેઉતાવળોચીંતાકરતોઆવ્યોનિજ
આશ્રમમાંહે. ૨૦ વળીઅન્યગ્રંથમાંએમકહ્યુંછેતેસુણોશ્રોતાધીર, અવંતીકામાં
યજ્ઞકરાવાગયોહતોકુશવિર.૨૧ મુનિવરનેતેડવાઆવ્યોતોઉજેણનોભુપાળ, ત્યા
રેયજ્ઞકરાવારસપતિઘેરમુનિજતાહતાપાતાળ.૨૨ ત્યારેવાલ્મિકમુનિયેઆજ્ઞાઆ
વીકુશનેતેણીવાર, તેઅનેકવિપ્રસાથેલેઇચાલ્યોઅવંતિકામોઝાર. ૨૩ તેપુરણ
યજ્ઞકરાવીપાછોઆવ્યોઆશ્રમમાંહે,માનશુકનઘણાથયામારગેઉચાટકરતોત્યાં
હે. ૨૪ જુવેતોમાતનેરોતાંદીઠાંનિજઆશ્રમમોઝાર, ત્યારેતતક્ષણઆવીછાનાં
રાખ્યાંલુછ્યાંલોચનવાર.૨૫ અહોમાતાકેમરૂદનકરોછોકયાગયોલવમુજવિર, અ
મોછતાંશું સંકટતમનેરાખોમનમાંધિર. ૨૬ ત્યારેસીતાકહેકોરાયતણોસુતઆ
વ્યોયજ્ઞતોખાર, તેલવેપત્રવાંચીનેબાંધ્યોકદળીથડમોઝાર. ૨૭ ત્યારેઘણુસૈન્ય
આવ્યું તેપુંઠેયુદ્ધથયુમહાઘોર, તેણેલવનેમુરછીતકીધેમાર્યોકરીનેજોર. ૨૮ તેર
થમાંઘાલીલેઇજાયછેલવનેત્યાંનિરધાર, તેકહ્યુંમુનેઆમુનિબાળકેહવડાંઆણી
વાર. ૨૯ તેસુણીનેકુશઉભોથયોતતક્ષણગ્રહ્યાંધનુષનેબાણ, પછીનિજબળથી
ધિરજઆપીમાતાશું બોલ્યોવાણ. ૩૦ હું હવડામારૂંક્ષણમાંજઇજોમહાબળીયો
હશેરાય, વારાક્ષસગાંધ્રવકીન્નરતોપણતેનેજીતુંમાય. ૩૧ જદપીમહાબળિયો
કાળહશેયમઇંદ્રવરૂણકુબેર, વાબ્રહ્માવિષ્ણુશંકરતોપણયુદ્ધકરીલેઉવેર. ૩૨ મુ
જબંધુનેમુકાવીલાવુંસાથેયજ્ઞતોખાર,તોપુત્રતમારોખરોજાણજોપણકરિકહુનિ
રધાર. ૩૩ એમકહીનેકુંડમાંહેથીલીધીવિભુતીસંગ, કરમાંલેઇનેમંત્રીતેનેલેપ
નકીધુંઅંગ. ૩૪ પછીપરદક્ષિણાસિતાનીકરિનેચરણેનમાવ્યું શીશ, માતાયેક
રમસ્તકમુકયોદીધીઅતિઆશિશ.૩૫ પછીગુરૂનુંસ્મરણકરિનેચાલ્યોજેવોસિં
હનોબાળ. સૈન્યાપુંઠળઆવીમળિયોઉતાવળોતતકાળ. ૩૬ વળણ. તતકાળ
આવીમળ્યોસૈન્યાને, જેમસરપપુંઠેઉરગાદરે; ઘણીહાકમારીદુરથી, પછીકિ
ઘોછે સિંહનાદરે. ૩૭ ઇતિશ્રીરામચરિત્રેઉત્તરકાંડેઅશ્વમેધીકેસિતાવચનાતલ
વાનયનાર્થેકુશાગમનંનામસપ્તિતમોઅદ્ધયાય. ૭૦

## અધ્યાય ૭૧.

રાગધન્યાશ્રી. કુશહાકમારીનેબોલ્યોવચનજી, અલ્યાઉભારહોતસ્કરદુ
રીજનજી; કેમલેઇજાવોછોવીરએમારોજી, હવડાંઉતારીશનાદતમારોજી. ૧ ઢા

ળ. હવડાંઉતારીશનાદતમારોકરૂસકળસંઘાર, એવાંવચનશુણીનેવીરસર્વેપા
છુંજોયુતેણીવાર. ૨ ત્યારેદીઠોકુશનેઆવતોજાણેરૂપેશ્રીરઘુવિર, કુમારદ્વાદશવર
સનોરણપડિતમહાબળાધિર. ૩ એતોસર્વનોસંઘારકરશેદીશેએવોપ્રચંડ, પછી
કુશેસજથઇનેચઢાવ્યુ પોતાનું કોદંડ. ૪ પછીએકેકાળસરવઉપરમુકયાંઅગણી
તબાણ, અકળાવીયાસહુરાયનેસૈન્યાકરેબુંબાણ. ૫ એવું પ્રાક્રમજોઇપુત્રનુંકો
પ્યાશતરૂઘનતેણીવાર, નિવારણમંત્રનાબાણદશમુક્યાંછેનિરધાર. ૬ વળીકુ
શેછેદ્યાંઆવતાસનમુખશરથીતેહ, ત્યારેકોપીયોસૈન્યાપતિછેમૃગેંદ્રનામેજેહ.૭
તેણેઘણુયુદ્ધકુશસાથકીધું કહેતાંનઆવેપાર, પછીરૂદ્રશરમુક્યાનેમારિયાતેનેનિર
ધાર.૮ત્યારેહાહાકારહવોતદાજ્યારેમાર્યોવિરમૃગેંદ્ર,તેનોબંધુધાયોતેસમેજેનુના
મછેનાગેંદ્ર૯તેણેકુસનીઉપરક્રોધકરીનેબાણમુકયાંવીશ,સિતાસુતેએકબાણથી
શરછેદીયાતેદીશ. ૧૦ જેમએકહરીનામથીસહુભસ્મથાયેપાપ, એમસીતનં
દનતણાશરનોપ્રૌઢઅધિકપ્રતાપ. ૧૧ પછીવીશીખમુકયુંઅરધચંદ્રકુશેધરીમ
નરીશ,તેબાણેકરીનેછેદીયુંનાગેંદ્રકેરૂંશીશ.૧૨ત્યારેક્રોધકરીનેએકેકાળેસઉભુ
પનેમાંરીયાંદશબાણ, મુરછીતથઇપૃથ્વીપડયાસહુઅચેતનનીરવાણ. ૧૩ સી
તાસુતેસંહારીકીધોહણીસહુસૈન્યાય, શ્રોણીતનીસરીતાવહીહયગજતણાયા
જાય. ૧૪ દળભંગજોઇપોતાતણુંકોપીયાશતરૂઘન, એસુતેઅનરથબહુકર્યો
માટેપમાડુંએનેપતન. ૧૫ એમવીચારીએકબાણમાર્યુંકુશતણારૂદેમાંહે, તેણે
વ્યથાથઇક્ષણએકપાછોથયોસાવધત્યાંહે. ૧૬ પછીચરણચીંતવીગુરૂતણામુકયુ
કુશેએકબાણ,તેણેશતરૂઘનનુરૂદેભેદ્યુંરૂધીરચાલ્યુંજાણ. ૧૭ જેમશૈલકેરૂશીખ
રભેદેવજરથીસુરરાય, એમશતરૂઘનમુરછીતથઇનેપડ્યામૃત્યુપ્રાય ૧૮ એમપ
ડયુંશોડસપદ્મદળહુપૃથ્વીનારાજન, રીપુદામનઆદેરણપડયાથઇનેઅચેતનત
ન.૧૯ એવું જોઇને પછી કુશ પ્રવેશો રામ સૈન્યામાંહે,થઇચપળતેચારેદીશા
વીરનેશોધેત્યાંહે. ૨૦ પછીશતરૂઘનનામુખ્યરથમાંદીઠોતેલવવીર, તેનેઉચળી
નેરૂદેચાંપ્યોધરીમનમાંધીર. ૨૧ ભણીમંત્રમૃત્યુજયતણોફેરવ્યોમુખપરહાથ,
ત્યારેનેત્રઉઘાડીસુચેતનથઇબોલ્યોલવકુશસાથ.૨૨ ભાઇઅયોધ્યાપતિરામનોમેં
બાંધીયોતોખાર, તેનાવીરઆદેરાયસહુનોકર્યોછેસંહાર. ૨૩ ઘણુંયુધકર્યુંતેસાથ
પણમુનેપમાડયોમુરછાય, હેવીરીતેઆરણવિશેઆવીકરીમુજસાય, ૨૪ તેકયાં
ગયોહયખોળીકાઢોબાંધીયેતોખાર, જેમુકાવાનેઆવશેતેનોકરીશુંસંહાર. ૨૫
એવુંવચનસુણીનેકુશકહેમેંજીત્યાંસર્વેવીર,વળીદળસકળસંહારીયુથયાંચઇત
નનરહિતશરિર. ૨૬ શ્રીરામનોહયકુશેજાણયોહરખીયોમહાભાગ, કહેઅધરચાં
પીદંતશુંભાઇભલોઆવ્યોલાગ. ૨૭ પછેવીરબન્યોશજથયાઝાલીયોયજ્ઞતોખા
ર, કદળીબાંધીનેઉભારહ્યાતેઠાર. ૨૮ વળીઆવેજોકોઇઅવધથીએમકરેપરસ્પ

રહાસ, તોસાથેથીસંહારકરીનેજઇયેમાતાપાસ ૨૯એમવિચારીઉભારહયાબેર ધુનંદનત્યાંહે, કોજનગયાતેસૈન્યમાંથીઅવધપુરછેજ્યાંહે, ૩૦ વળણ. અવધ પુરમાંસરજ્યુતીરે, આવ્યાસૈન્યામાંથીજનરે; તેણેરણતણીસહુવાતકહી, જ્યાં બેઠાજાુગજીવનરે. ૩૨. ઇતિશ્રીરામચરિત્રેઉત્તરકાંડેઅશ્વમેધીકેકુશેનશત્રઘન સૈન્યામુર્છનંનામએકાસપ્તતીતમોઅધ્યાય. ૭૧

## અધ્યાય ૭૨.

દોહા. હવેદીક્ષાલેઇબેઠાપ્રભુ, શરજ્યુકેરીતીર; રાજમંડળીબ્રહ્મઋષી, વેષ્ટીતશ્રીરઘુવીર. ૧ ત્યાંસેવકેઆવીનેકહ્યું, શત્રરૂઘનનુંવરતંત; સૈન્યસહીતસંઘારસુણી, વિકળથયાભગવંત. ૨ પછેલક્ષ્મણનેઆજ્ઞાકરી, રઘુપતિયેતેણીવાર; તતક્ષણરથઉપરચઢયા, સાથેસૈન્યઅપાર. ૩ કાળજીતસૈન્યાપતી, લક્ષ્મણજીરણધીર; અપારસૈન્યાસાથલેઇ, ચાલ્યાબન્યોવીરરે. ૪ ઉતાવળાતેઆવીયા, વાલ્મિકનાવનમાંહે; આવતીદીઠીબેજણે, અપારસૈન્યાત્યાંહે. ૫ ત્યારેકુશબંધવનેલવકહે, ભાઇભાગીગયુમુજચાપ; હવેશાવડેયુદ્ધકરીશહું, પ્રગટયોમનપરિતાપ. ૬ ત્યારેવળતોબોલ્યોવીરકુશ, અહીંકોણઆપેકોડંડ; માટેઆરાધનકરોસૂર્યનુંજેથાયપ્રસનમારતંડ. ૭ ત્યારેબેવીરેકરજોડીયા, ઉર્ધનેત્રધરીધીર; સ્તુતીકરતાદીનકરતણી, સાથેબન્યોવીર. ૮ અથપ્રબંધ. મહારાજરવીતમહરતા, જયદેવદીવાકરસ્વામી. ટેક. જયજયતમનાશકવિશ્વપ્રકાશક, સહસ્ત્રકીરણઅંબરચુડામણી, સૂર્યનારાયણસકળવિશ્વજનચક્ષુદેવ, રાજીવમીલીદછેદનબંધજયભાનુવિરોચનવિભાવસુદીનમણીસુખદાયકએકચક્રરથકનકમણીમય, સપ્તવદનહયઅરૂણસારથી, વેગવિપુળઅતિઅપારપંથેનીમીશાર્ધમાં; આદિપુરૂષતુંનિરવિકારજયબ્રહ્માવિષ્ણુશિવત્રિગુણાત્મક, જ્યોતીરૂપતુંમારતંડસવીતાત્રીઅંગ, જયભાસ્કરતરૂણીસુરપતંગ, સહુનેત્રપ્રકાશકવીવસ્વાનબહુરસ્મીહંસ, દ્વાદશમુરતીસુગ્રહાવતંસ, જયસકળરોગદુખહારણભયહર, શરણાંગતસુખદાયકલાયક, મનવંછીતફળરિપુખળઘાયક, કાળરૂપકાળાત્માસૃષ્ટીઉદ્દભવપાળણપ્રલેસંધારણ, કરતાહરતાવૃષ્ટીપોષણવારીસોષણનમોનમોઆદીત્યવિભાકર; જનઆરતહરભક્તવત્સળપ્રણતીકરૂણાકર, જનગિરિધરકહેસ્તવનકરૂતવચરણકમળશીરનામી; મહારાજરવીતમહરતાજયદેવદીવાકરસ્વામી. ૧ દોહા. એમસ્તવનકર્યુંસુરજતણું, લવકુશનીરમળમનતેસુણીનેતતક્ષણતદા, થયાગભસ્તીપ્રસન. ૧૭ અક્ષયભાથાઅભંગધનુષ, અભેદકવચઅમુલ્ય; તેઆપ્યાંબેવીરને, સુરજેત્યાંસમતુલ્ય. ૧૯ ત્યારેનમસ્કારકરીભાનુને, લીધાંબન્યોકુમાર; સુર્યદતધનુગ્રહી, કીધોછેટંકાર. ૧૯ વળણ. ટંકારકીધોલવકુશ, તેનોથયોનાદઅમીતરે; એટલેસનમુખઆવીપહોચ્યા, લક્ષ્મણ

નેકાળજીતરે. ૨૦ ઇતિશ્રીરામચરીત્રેઉત્તરકાંડેઅશ્વમેધીકેલવકુશાખ્યાંસુર્યે સ્તવનંનામદ્વીસપ્તતીતમોઅધ્યાય. ૭૨

અધ્યાય ૭૩

રામમારૂ.આવ્યાલક્ષ્મણનેકાળજીત,સાઠક્ષોણીસૈન્યાસહીત;ઘણોથાયછેસોરબકોર, જોઇનેકોપ્યારાઘવકીશોર. ૧ સૈન્યાનેકરીઆજ્ઞાઅનંત, એબેબાળકનોલ્હ્યોઅંત, તેસમેદોટયાસરવેવીર, કરતાયુદ્ધનશુરાશરીર. ૨ મળીલવકુશબન્યેબાળ, ઘણાંબાણમુકે તતકાળ; ચાલેશારકરતાશુશવાડ, જાણેવરસેછેમાસઅશાડ. ૩ આવતાંશસ્ત્રસઉનાંછેદે, બાણમુકીતેનાંઅંગભેદે; હસ્તીકરેરાંકુભસ્થળફાડે, પાટેચીસતુરંગમત્રાટે. ૪ કોપ્યારાઘવી ૫ એવુંજોઇનેધાયોવિચીત્ર; તે આવ્યોતોલક્ષ્મણસાથ, ધયોગદાગ્રહીનેહાથ. ૬ નાખીલવનીઉપરતેણીવાર, મહાપ્રચંડજેમાંઘણોભાર સીતાસુતેમાર્યુંએકબાણ, ગદાચુરણકરીનિરવાણ. ૭ તેણેમારીઝપટપ્રચંડ, લવનાકરમાંથીલીધુકોદંડ; ઉડયોઆકાશે આકસ્માત, જોઇવિસ્મેથયાબેભ્રાત. ૮ જેમફળગ્રહીઉડેપક્ષી, વિમનભગયોઅમીષભક્ષી; ગુરૂસ્મરણકયુલવસુર, ભણેઅંત્રીક્ષમંત્રચતુર. ૯ ઉડયોરાક્ષસપુઠેકુમાર, જેમખગપતિવેગઅપાર; પોતાનુકોદંડથઇસ્વસ્થ, ઝડપીલીધોજમણોહસ્ત. ૧૦

નોલ્હ્યોઅંત, તેસમેદોડયાસરવેવીર, કરતાયુદ્ધનશુધશરીર. ૨ મળીલવકુશબન્યોબાળ, ઘણાંબાણમુકેતતકાળ; ચાલેશારકરતાશુશવાડ, જાણેવરસેછેમાસઅશાડ. ૩ આવતાંશસ્ત્રસઉનાંછેદે, બાણમુકીતેનાંઅંગભેદે; હસ્તીકેરાંકુંભસ્થળફાડે, પાડેચીસતુરંગમત્રાડે. ૪ કોપ્યારાઘવીતેણીવાર, કરવામાંડયો સૈન્યાનોસંહાર; બેવીરેમળીપાડીવાટ, નાઠીરામસૈન્યાબારેવાટ. ૫ એવુંજોઇ નેધાયોવિચીત્ર, રૂધીરાક્ષસરામનોમીત્ર; આવ્યોતોલક્ષ્મણસાથ, ધાયોગદાગ્રહીનેહાથ. નાખીલવનીઉપરતેણીવાર, મહાપ્રચંડ જેમાંઘણોભાર, સીતાસુતે માર્યુંએકબાણ, ગદાચુરણકરીનીરવાણ. ૭ તેણેમારીઝપટપ્રચંડ, લવનાકર માંથીલીધુ કોદંડ, ઉડયોઆકાશેઆકસ્માત,જોઇવિસ્મેથયાબેભ્રાત. ૮ જેમફળગ્રહીઉડેપક્ષી, એમનભગયોઅમીષભક્ષી; ગુરૂસ્મરણકર્યુંલવસુર, ભણ્યો અંત્રીક્ષમંત્રચતુર. ૯ ઉડયોરાક્ષસપુંઠેકુમાર,જેમખગપતિવેગઅપાર, પોતાનુ કોદંડ થઇસ્વસ્થ, ઝડપીલીધોજમણોહસ્ત. ૧૦ ડાબેહાથેકરીદેઇહાક, તેના મુખમાંમારીલપડાકતેભમ્યોનભમાંવણીવાર, પછીપડયોપૃથવિમોઝાર. ૧૧ પડતાંતેથઇગયોચુર, લેઇધનુષઆવ્યોલવસુર; વખાણ્યોતેઘણુંકુશવીર, એવો લવરણપંડીતધીર. ૧૨ પડયોઅસુરતેપૃથિવમાંહેત્યારેધાયાધરાધરત્યાહે; માર્યા લવને ત્યાંપંચબાણ, તેછેદ્યાંએકશારથીજાણ. ૧૩ પછીબોલ્યોહશીલવધીર, અલ્યાસાંભળલક્ષ્મણવીર; તેં માર્યોઇંદ્રજીતઅકાજ, તેવિદ્યામુનેદેખાડઆજ

૧૪ રહ્યા ચૌદવરસનીરઅહાર, ભોગનીંદ્રાતજીનીરધાર; આજયુદ્ધથયાઅવકાશ,રણમાંકરૂતારોનાશ. ૧૫ ત્યારેલક્ષમણપુછેવાણ, તારાંમાતપિતાકહેકોણ; કોણેવિદ્યાભણાવ્યોતુજને, તારૂનામકહેભાઇમુજને. ૧૬ હશીબોલ્યોભુમીજાકુમાર, રણમાંગોષ્ટીતણોશોવિચાર, અલ્યામહારાંજેમાતપિતાય, તેજાણેછેજગતશમુદાય. ૧૭ તારેપુછયાતણુંશુંકામ, મારાસનમુખકરસંગ્રામ; એમકહીમુકયોશારસમરથ,લક્ષ્મણજીનોઉડાડયોરથ. ૧૮ ભમ્યોઆકાશમાં ઘણીવાર,પછીપડીયોતેપૃથ્વીમોઝાર; થયોતેરથભાગીચુર, બેઠાઅન્યરથેમાસુર.૧૯ પછેયુદ્ધકરતાબળવાન,જુવેદેવતાબેશીવીમાન;મુકયુંગદાસ્ત્રનીદ્રાજીત; થઇવૃષ્ટીગદાનીઅમીત. ૨૦ ત્યારેલવેમુકયુંચક્રબાણ, છેદીસકળગદાનીરવાણ; પરવતાસ્ત્રમુકયુંજતીધીર; વજરાસ્ત્રનિવાર્યુંલવવીર. ૨૧ ત્યારેપુંહેશીતાસુતેજાણ, મેલ્યુંદ્વાદશશુર્યનુબાણ; પ્રગટયુંતેજઉષ્ણઘણુએહ, બ્રહ્મલોકલગીગયુતેહ. ૨૨ રાહુઅસ્ત્રમુકયુફણીપાળ,લીધુતેજગ્રહીતતકાળ;પછીકામાસ્ત્રમુકયુંઅનંત,કામાત્તકતેસામુબળવંત. ૨૩ લવેભસ્મકરયોશારકામ, તેજોઇમુકીલક્ષમણેમામ; મુકયુઅહીપતિયેઅગ્નિઅસ્ત્ર, લવેસનમુખસાંધ્યુમેઘાસ્ત્ર. ૨૪ વળીસર્પાસ્ત્રમુકયુંઅહીરાજ, પ્રગટયાકોટીકસર્પસમાજ, ગરૂડાસ્ત્રમુકયુંલવવીર, લયપામ્યાંતેસર્પશરીર. ૨૫ એમઅસ્ત્રવિદ્યાયેસમાન, ઉતરયાબન્યોવીરબળવાન;સાઠસોણીસૈન્યાસર્વે,લવેમારીઉતારયોગર્વ. ૨૬ પામ્યાઆશ્ચર્યલક્ષમણવિર, વિચારેમનમુકીધીર;નથીલેવાતોહવેતોખારહયોયજ્ઞઅધુરોતેઠાર. ૨૭ એહશેવિષ્ણુનેમહાદેવ, પ્રગટયાબાળકરૂપેએવ; અહીનાયકએમવિચારે, અંજનીસુતબોલ્યા ત્યારે.૨૮તમોકરોવિશ્રામક્ષણવિર,ઘણુશ્રમીતથયાછોધીર; એમકહીગાજ્યોપવનકુમાર, આવ્યોસનમુખતેણીવાર. ૨૯ વળણ લવસનમુખઆવ્યામારૂતી ગ્રહી પરવતમોટોપાણરે; એવાઅંજનીસુતજોઇને, બોલ્યોશીતાનંદનવાણરે. ૩૦ ઇતિશ્રીઉત્તરકાંડે અશ્વમેધીકેલવકુશાભ્યાંલક્ષમણેનસહસંગ્રામોનામત્રીસત્પિતમોઽધ્યાય. ૭૩

## અધ્યાય ૭૪.

રાગધનાશ્રી. મારૂતીઆવ્યાસનમુખજેણીવારજી, ત્યારેક્રોધેબોલ્યોવૈદેહકુમારજી; અલ્યાકપીવરતારૂકેટલુંજોરજી,પણચેતજેહવેલંકાનાચોરજી ૧ ઢાળ. તુંચોરલંકાતણોહવેચેતજેનિરવાણ, એવુકહીહનુમંતઉપરલવેમુકયુબાણ. ૨ તેબાણેકરીકરથીઉડાડયોપરવતમોટોપ્રૌઢ, પછીપંચશરમાર્યારૂદેમાંમારૂતીનેગુઢ. ૩ તેબાણકેરાઘાયથીઘણીવ્યથાવ્યાપીતન, જાણેહણુએબાળનેપછીવિચાર્યુંએમમન. ૪ એપુત્રહશેશ્રીરામનાછેરૂપસાદ્રશજાણ, જાનકીઉદરથીપ્રગટીયામાટેમહાબળિયાનિરવાણ. ૫ કદાપીએમહોયતોએપુત્રહણાયેકેમ, માટેરમ

તજેવું યુદ્ધ કરૂનવવીલનથાયેજેમ. ૬ એમવિચારીમારૂતીકુઘાતલપમાત્રીયાંહે, એચિંતાગ્રહીસુતવાલીયાપોત્તાનીબગલેમાંહે. ૭ પછીઉડીયાઆકાશમાંતેલ ઇપવનકુમાર, ઘણુભમાવીપછીમુકીયાતેપુત્રપૃથ્વીમોજાર. ૮ એવુંજોઈનેલવ કોપીયોઉછળ્યોતેબળવંત, લઘુલાગવતાકરીનેતદાપુંછેગ્રહ્યાહનુમંત. ૯ બેક રગ્રહીનેફેંવ્યાચાચઢાવ્યાછેક;ત્યાંથીઉછાળીનાંખીજઇપડીયાજોજનએક. ૧૦ આશ્ચર્યપામ્યાજોઇતેઆકાશમાંસહુદેવ, ત્યારેલવતણીસનમુખઆવ્યાલક્ષ્મણ જીતતખેવ. ૧૧ ઘણુયુદ્ધકર્યુંબેજણમળીકહેતાંનઆવેપાર,લક્ષ્મણતણીસઇન્યા સકળનોલવેકર્યોસંહાર. ૧૨ પછેઅધરસાથદંતચાંપીક્રોધઆણીમન, સુમિત્ર શુઉંચેસ્વરથીબોલ્યોસિતાતન. ૧૩ અરેલક્ષ્મણચેતહવેમારૂતુજનેઠાર, માટે સાહેકતારોહોયતેબોલાવ્યઆણીવાર. ૧૪ એવું કહીનાદાસ્ત્રમુકયુલવેબાણપ્રચં ડ, તેનોઘડઘડાટથયોઘણોવ્યાપ્યોસકળબ્રહ્માંડ. ૧૫ લક્ષ્મણતણારૂદેમાંહેવા ગ્યુંબાણતિક્ષણતેહ, પડયામુરછીતપ્રથ્વીઉપરઅચેતનથઇદેહ. ૧૬ તેઘડડાટ ગયોઅયોદ્ધામાંઘોરશબ્દઅપાર, તેસુણીનેશ્રીરામબોલ્યાભરથશું તેણીવાર. ૧૭ અરેભરથકંઇઉત્પાતવરત્યોલક્ષ્મણનેરથમાંહે, માટેતમોજાઓઉતાવળાજુ વોશુંથયુહશેતાંહે. ૧૮ વળીબાળકએજઈનેજુવોછેજુગલકહોનાતન, છેકહો નાજેવીઆકૃતીપરીક્ષાકરજોમન. ૧૯ વિધિવિધાકોણેભણાવીકોણગુરૂહશેમહા નંત, એમઅજાણ્યાથઇપ્રભુકહેછેભરથનેભગવંત. ૨૦ એબાળકનેજોમારશો તોથશેકુડુકાજ, માટેમારીપાસેલાવજોરથમાંહેઘાલીઆજ. ૨૧ એમભરથને શિક્ષાકરીસમજાવીયારણધેર, સમાચાર આવ્યોએટલેજેપડયાલક્ષ્મણવિર. ૨૨ તેસુણીશોકાતુરથયામનવિકળશ્રીરઘુનાથ, ભરથેઘણુસમજાવીયારામને જોડીહાથ. ૨૩ પછીઆજ્ઞામાગીચાલીયાભરથજીતેણીવાર,વાજીત્રવાજેઅતિઘ ણાસૈન્યાતણોનહિપાર. ૨૪ વળણ. અપારસૈન્યાલેઇને, આવ્યાભરથજીતેણી વારરે; વાલ્મિકમુનિનાવનવિશે, લવકુશરહ્યાજેઠારરે. ૨૫ ઇતિશ્રીરામચરિત્રે ઉત્તરકાંડેઅશ્વમેધીકેલવેનલક્ષ્મણમુરછનંભર્થાગમનંનામચતુઃસપ્તતીતમોડ ધ્યાય. ૭૪

## અધ્યાય ૭૫.

રાગઆશાવળી. હવેભરથજીસૈન્યાલેઇનેઆવ્યાવાલ્મિકનાવનમાંહે,ત્યા રેમારૂતીનેમુરછાવળીતેસમેમલ્યાભરથજીનેત્યાંહે. ૧ પછીકેકૈસુતેબેવીરનેદી ઠાઉભાગ્રહીકોડંડ, ઘનશ્યામતનુવિશાળલોચનઆજાનબાહુપ્રચંડ. ૨ તેપુત્રત ણુએવું રૂપજોઇહનુમંતનેકહેછેભર્થ,ભાઇએસુતછેરાઘવનાજેવાબાળગુણરૂપસ મર્થ. ૩ શ્રીજાનકીનેજ્યારેરામેતજ્યાંત્યારેહતાંગાભણીતેહ, કોમુનિનેઆશ્રમ પ્રસવથયાહશેનિશ્ચેસિતાસુતએહ. ૪ ત્યારેમારૂતીકહેમુજનેપણભાશેનિશ્ચે

એનું જાણ હવેભરથમારૂતીનેત્યાંદીઠાબન્યોવિરેનિરવાણ. ૫ ત્યારે લવનોકરગ્ર હીનેકુશબોલ્યોસાંભળમારાવિર, પેલાનરવાનરએવાતોકરેછેએબળીયારણધિ ર. ૬ માટેશ્યામકરણનીરક્ષાકરતુંહુંકરૂંયુદ્ધએસાથ, એમકહિકર્યોટંકારધનુષનો શરકાઢીગ્રહયોહાથ. ૭ પછીભરથનીપ્રત્યેવાણીબોલ્યોકુશરાખીમનધિર, અ લ્યાહુંતુજનેજાણુંછુંનિશ્ચેતુંલક્ષ્મણનોવડોવીર. ૮ વળીતુંરણમાંશુંકરવાઆ વ્યોનેશુંછેતારૂંનામ, એવાંવચનસુણીનેહશાભરથજીબોલ્યાતેણેઠામ. ૯ અ લ્યાબાળકઅશ્વહમારોઆપીનેજાઓતમારેઘેર, અમોતમનેજીવતદાનઆપી યેશાનેકરોછોવેર. ૧૦ વળીમાતાપિતાગુરૂકોણતમારાંનેકોણગોત્રઅવતાર, ત મોબન્યોવીરનુંનામકહોમુનેબાળછોસકુમાર. ૧૧ એવાં વચનસુણીકુશચંદ્રચુ ડામણીહશીનેબોલ્યોવચન, ભાઇજીવતદાનદેવાનેઆવ્યાગર્વધરીનેમન. ૧૨ પણબેબંધવતારારણમાંપડીયાત્રિજોપુરકળધિર, તેનીક્રીયાકર્યાપછીજીવતદાન તુંઆપજેઅમનેવિર. ૧૩ વળીબંધુપુત્રનુંવેરલેઇશત્યારેથઇશહુંરણીયોઆપ, માટેજાતુનેજીવતદાનહુંઆપુશીદકરેસંતાપ. ૧૪ તુંજેરામનેબળેકરીનેબોલેછે થઇાધર, તેનેતેડીલાવજોકેવોછેબળીયોતેતારોરઘુવિર. ૧૫ અલ્યાતમોજાણો એપુત્રછેતરીશ્યામકરણલેઇજઇયે, પણતમસરીખાગજનેહણવાઅમોસિંહઆ વનમાંરહીયે. ૧૬ અલ્યાબંધુતમારોરામઅધરમીતેજાણેસકળસંસાર, તેતમારો નાદઉતારવાનેઅમોલીધોછેઅવતાર. ૧૭ જેમસિંહમુછભોરંગમણીવળીકપણ નુધનસતીનાર, તેજીવતાંપરહાથચઢેનહિએમચજ્ઞતોખાર. ૧૮ માટેઅમનેજી ત્યાવિનયજ્ઞતણોહયનહિપામોનિરવાણ, એવાંવાંકાંવચનસુણીભરથજીકોપ્યા ગ્રહ્યાંધનુષનેબાણ. ૧૯ વળણ. ધનુષબાણકરમાંગ્રહીને, કોપ્યાભરથજીતેણીવા રરે; પછીકુશનીસાથેયુદ્ધમાંડયું, હનુમંતનેકેકૈકુમારરે. ૨૦ ઇતિશ્રીરામચરિત્રે ઉત્તરકાંડેઅશ્વમેધીકેભરથકુશસંવાદોનામપંચસપ્તતીતમોઽધ્યાય. ૭૫

## અધ્યાય ૭૬.

રાગસામેરી. હવેકુશનીસનમુખકરવામાંડયુંભરથેયુદ્ધતેણીવાર, ક્રોધેકરી કેકૈસુતેમુકીયાબાણઅપાર. ૧ તેભરથેજેજેબાણમુકેતેછેદેકુશતતખેવ, જેમસર્પ કેરાસમુહનેવિડારતોવિનતેવ. ૨ ત્યારેભરથેકારતિકવિર્યનોશરમુકીયોતેણીવાર ભાર્ગવાસ્ત્રમુકીકુશેતેશરછેદીયોનિરધાર. ૩ ત્યારેભરથેપ્રેરીકાળરાત્રીથયુઅંધા રૂંઘોર, પ્રકાશકીધોરવીઅસ્ત્રેપ્રબળરામકીશોર. ૪ કકૈસુતેત્રંબકાસ્ત્રમુકયુમહા તેજસ્વીજેહ, છેદયુભસ્મઅશુરાસ્ત્રેકરીનેકુશેતતક્ષણતેહ. ૫ રામાસ્ત્રમુકયુભ રથજીઆવ્યુગાજતુતેણીવાર, તેઆવતાંકુશેગ્રહ્યુંકરમાંધર્યુંનીખંગમોઝાર. ૬ ત્યારેદીવ્યશક્તિહકારીભરથેતદાકરીરીસ, રામાસ્ત્રમુકીભુમિજાસુતછેદનકરી તેદીશ. ૭ ભરથેતદાબ્રહ્માસ્ત્રમુકયુતેજવંતવિશાળ, નારાયણાસ્ત્રેકરીછેદ્યુ કુશે

તેતતકાળ. ૮ એમઅસ્ત્રવિદ્યાયેસમાનબન્યોઉતર્યાતેઠાર, પછીભરથકેરાસૈન્ય કેરોકુશેકર્યોસંહાર. ૯ વળીસુર્યમુખએકબાણકાઢયુંસીતાપુત્રેત્યાંહે, વીજળી સરખુંચળકતુંઘણુંતેજછેમાંહે. ૧૦ તેકુશેમુકયુંક્રોધકરીગાજતુંઘોરઅપાર, આ વીભરથનાહ્રદેમાંહેવાગ્યુંહવોહાહાકાર. ૧૧ રથમાંહેથીઉછળીપડયાપૃથવીથ ઇમુરછાય, રહિતશ્વાસોશ્વાસવીપરીતઅચેતનથઇકાય. ૧૨ તેસમેહોકારોકરી ઉછળ્યાપવનકુમાર.એકપ્રૌઢપરવતકરગ્રહીનાંખ્યોકુશઉપરતેણીવાર.૧૩ત્યારે કુશેતવવજરાસ્ત્રમુકીગીરીકરીયોચુર,મારૂતીધાયામુષ્ટીવાળીમારવાનેસુર. ૧૪ જાનકીનંદનેપંચશરમારીયાકરીનેજોર, તેણેઉડાડયાઆકાશમાંઘણુંભમ્યાપ વનકીશોર. ૧૫ તેભમીનેભુતળપડયાઅતિપિડાયાબળવંત, પછીક્રોધકરીકુ શઅંગવીંટયુંપુછથીહનુમંત. ૧૬ લઘુલાઘવતાકરીનેતદાનીકળ્યોકુશનિરધા ર, તેપુછબેહસ્તેગ્રહીફેરવ્યાપવનકુમાર. ૧૭ પછીપૃથવિઉપરપછાડયામુરછી તથયાહનુમંત, એમસર્વનેહણીવિજયપામ્યોકુશથયોયશવંત. ૧૮ હવેભરથ પડીયાજેસમેરણમાંથઇમુરછાય,તેઅનુચરેઆવીકહ્યુંજ્યાંબેઠાશ્રીરઘુરાય. ૧૯ થયાવિકળશ્રીરઘુનાથજી સુણીભરથકેરૂપતન, માનુશીલીલાઆચરીઘણુંકરે રામરૂદન. ૨૦ પછીરીસેકરીનેરામઉઠયાક્રોધેકંપ્યાંરોમ, વળીયજ્ઞકંકણત્રોડી નાંખ્યુંબંધ્રકીધોહોમ. ૨૧ પછીદીક્ષામુકીઉઠીયાથયારથઆરૂઢરઘુવીર,ત્યારેઅ યોદ્ધાપુરખળભલ્યુંસર્વેમુકીમનધીર. ૨૨ કંઇશેષસૈન્યાજેહતીતેસરવલીધી સાથ વળીસંમંધીનરૂપબંધુસુતલેઇચાલ્યાશ્રીરઘુનાથ. ૨૩ વાજીંત્રવાજેઅતિ ઘણાંથાયશસ્ત્રનાચળકાર, એમચાલ્યુંચતુરંગદળપૃથવીસહેનહિભાર. ૨૪ જે મવૃષારીતુમાંસુરસરીતપુરનિધિમાં જાય, એમવાલ્મિકમુનીનાવનવીશેઆ વ્યાસૈન્યશ્રીરઘુરાય. ૨૫ ત્યાંજુવેતોનિજબંધુપડીયાદળસહિતનિરધાર. ત્યારે ક્ષોભપામ્યારામજીકર્યોપૃથવીનેનમસ્કાર. ૨૬ હેક્ષમાતુંજકન્યાયેમુજનેઘણોદી ધોડંડ, એવુંકહીપછીસજથયારામેગ્રહ્યુંકોડંડ. ૨૭ ટંકારકીધોધનુશનોમહા ઘોરતીક્ષણનાદ, ત્યારેકપીદળનેવિભીષણઉઠીયાસુણતાંસાદ. ૨૮ રઘુનાથને પાયેનમ્યાસુગ્રીવાદીકસહુકીશ, હનુમંતેકહ્યુંરઘુવીરનેવૃત્તાંતસહુતેદીશ. ૨૯ ત્યારેવીભીષણેદેખાડીયાશ્રીરામનેબેબાળ, ઘનશ્યામસુંદરમદનમોહનકમળ નેત્રવિશાળ. ૩૦ કીશોરવયતનભુજઆજાનુમુંજીકોપીનવેશ, યજ્ઞોપવીતશુ ભઝળકતાશીરખીંટલીયાળાકેશ. એકએકસામુંજોઇકરતામંદમધુરીહાસ, કર સરધનુશગ્રહીનેઉભાશ્યામકરણનીપાસ. ૩૨ એવાપુત્રજોઇશ્રીરામનેમનઉપ ન્યુંહેત, મળવાઉધરશુઉરિતદાવાત્સલ્યપ્રેમસમેત. ૩૩ જેમપુરણીમાનોચંદ્ર જોઇનેઉછળેસરીતાનાથ, એમરામરોમાંચિતથયાફરકયોદક્ષિણહાથ. ૩૪ પ છીસ્નેહેકરીરઘુવીરબોલ્યામારૂતીશુંત્યાંહે, એબેબાળકનેલાવ્યઝાલીમારીપા

સેઆંહે. ૩૫ વળણ. આંહાંલાવ્યઝાલીબેપુત્રને, એમબોલ્યાજુગદાધારરે; એ વાંરામચંદ્રનાંવચનસુણીને, ચાલ્યાપવનકુમારરે. ૩૬ ઇતિશ્રીરામચરીત્રેઉત્તરકાંડેઅશ્વમેધીકેકુશેનભરથમુરછનંસુત્વાશ્રીરામાગમનંનામષડસપ્તતીતમોઅધ્યાય. ૭૬

## અધ્યાય ૭૭.

રાગમારૂ. લવકુશનીઉપરતેણીવાર, આવ્યાકુદતાપવનકુમાર; લવેખાચ્યામુકીનેબાણ; બોલ્યાહનુમંતસાથેવાણ. ૧ અલ્યાનોહેઅશોકવન, જેઉજાડકર્યુંઅંજનીતન; નોહેયુદ્ધઅસુરનુતાસ, જેપામેતરૂપાષાણેનાશ. ૨ નોહેદ્રોણજેઉખેડીલાવે, તારૂબળઅમશુનહિફાવે; વળીસિંધુગોપદવતજેહ, કુદીનેલંકાબાળીતેહ. ૩ એવાનોહેઅમેતેજાણ, આવ્યોઝાલવાનેનિરવાણ; અમારીમાતાનેઉપકાર. તેંકીધોઘણોપવનકુમાર. ૪ તેસંભારીતુનેકપીરાજ, જવાદેઉછુજીવતોઆજ; માટેહોયજોજીવ્યાનીઆશ, તોઉતાવળો અહીંથીનાસ. ૫ એવુંકહીમાર્યોશરબળવંત, ઉડાડયાઆકાશેહનુમંત; તેસમેઆવ્યોસુગ્રીવરાજ, લવશુયુદ્ધકરવાનેકાજ. ૬ ત્યારેબોલ્યોવચનકુશવીર, અલ્યાવનચરજાતઅધીર; અલ્યાઅધરમીવાનરવામ, કર્યોગુરૂતેંઅધરમીરામ. ૭ તેનીપાસેમરાવ્યોવીર, ભોગવેતેનીઅસ્ત્રીઅધીર; તમોમરકટનેશુજ્ઞાન, જેવોસંગતેવીહોયસાન. ૮ ગુરૂનીરદયકપટીપ્રબુધ, તેનોશિષ્યકયાંથીહોયેસુધ; એવુંકહીનેમાર્યુંએકબાણ, વાગ્યુંસુગ્રીવનેનીરવાણ. ૯ થયોમુરછીતસુરજકુમાર, ધાયોજાંબુવાનતેણીવાર; તેનેજોઇબોલ્યોકુશવીર, અલ્યાવૃદ્ધરીંછમતીધીર. ૧૦ તુંઆવ્યોશીદમરવાકાજ, રામઅરથેઆવ્યાછોવાજ્ય; એવુંસુણીધાયોજાંબુવાન,ગ્રહ્યાબેસુતનેબળવાન.૧૧ છુટયાત્યાંથીવૈદેહીકુમાર, કર્યોએકેકોપદનોપ્રહાર; તેથીપડયાથઇપરતક્ષ, પછીઉડયોગ્રહીએકવૃક્ષ.૧૨ તરૂમારવાઆવેજેવે, કુશેશરએકનાખ્યોતેવે; વાગ્યોમર્મરૂદેમાંઘાય, જાંબુવાનનેથઇમુરછાય. ૧૩ ત્યારેધાયાનળનિળ, ગુણવંતમહાબળશીળ; તેનેજોઇભુમીજાતન, હશીબોલ્યાતેમર્મવચન.૧૪ અલ્યાવનચરકીશઅચેત, નથીબાંધવીસાગરસેત; આતોશુરવીરનુકામ, શીદમરવાઆવ્યાઆઠામ. ૧૫ માર્યાબેવીરેબેનારાચ, બન્યોવીરનેકીધાઅવાચ; ત્યારેઆવ્યોવાળીકુમાર, નામઅંગદબળીયોઅપાર. ૧૬ ત્યારેબોલ્યોહશીલવવીર, સુણઅંગદતુંરણધીર; અલ્યારાવણકેરીસભાય, પણકરીનેતેરોપ્યોપાય. ૧૭ પણતેનથીઆણેઠામ, આતોશુરતણોસંગ્રામ, જ્યાંત્યાંવીષ્ટીકરેબારેવાટ; રામેરાખ્યોજાણીજેમભાટ. ૧૮ સુગ્રીવેમસવ્યોતુજતાત, રામેમાર્યોતેસકળવિક્ષાત; એશતરૂનુંકરતાંકાજ, નથીઆવતીતુજનેલાજ. ૧૯. એવાંસુણીઘણાંમર્મવચન, પછેકોપ્યોવાળીનોતન; ઘણુંયુધકર્યુંલવસંગ,

અંગદેરાખ્યોરણરંગ. ૨૦ લવેબાણમાર્યાપંચાસ,વેંધ્યુઅંગદનુતનતાસ; ત્યારે ધાયારસભમયંદ, તેનીસાથેકર્યોત્રણોદ્ધંડ.૨૧ જાનકીનંદનેતેદીશ, કર્યામુરછીત સરવેકીશ; મર્મવચનસુણાવેકર્ણ, તેનુબળકરીલેતાહર્ણ. ૨૨ અષ્ટજુથપતિએ પ્રકાર, પડયામુર્છિતપ્રથ્વીમોઝાર; દળભંગજોઇતેઠામ, ગ્રહી કોડંડકોપ્યારામ. ૨૩ વળણ. શ્રીરામકોપ્યાકોડંડચઢાવી, તાણીકર્યોટંકારરે; ત્યારે પરવતસહીત તેપ્રથ્વીડોલી, ઉછળ્યાસિંધુઅપારરે. ૨૪ ઇતિશ્રીરામચરીત્રેઉત્તરકાંડે અશ્વ મેધીકેલવકુશપરાક્રમવર્ણનનામસપ્તસપ્તતીતમોઅધ્યાય. ૭૭

## અધ્યાય ૭૮.

રાગધન્યાશ્રી. જ્યારેરામેકર્યોધનુષટંકારજી, સુણીસીતાકરતાંચિંતાઅપા રજી; પ્રભુનુબળજાણેછેભુમીજાયજી, જેનાશરનોઅતુલ્યમહિમાયજી. ૧ ઢાળ અમોગમહીમારામશરનોજાણીજનકસુતાય, કેમસહનકરશેપુત્રમારાશીશુકો મળકાય. ૨ એમમોહપામ્યાંપુત્રશુવાત્સલ્યપ્રેમરનેહ, એવુંજાણીનેપછીજાન કીપ્રભુસ્તવનકરતાંતેહ. ૩ હેનાથનીરદેનવથશેજોઇબાળકનોઅપરાધ, નહીસ થાયેશરતમારોબળઅમોઘઅગાધ ૪ છેવ્રતતમારેપત્નીએકવચનએકબાણ, તે તેઆસમેએકબાણનુપણમુકજ્યોનીરવાણ.૫ પ્રભુજાણીઆત્મજપો તાનીધણી દયાધરજોમન, જેમકીરણભાનુભીનનહીએમતમારેએતન. ૬ એવીસ્તુતીસી તાયેકરીસુણીઅંતરજામીરામ,મનવિચારયુજેમવીઘ્નનવથાયેપુત્રનેઆઠામ.૭ પણયુદ્ધકરૂંકાંઇએકહુલૈકીકલીલાજેહ, તેસુણીવિમુખવિભ્રમથશેભક્તનેનિર સંદેહ. ૮ પછીધનુષત્રપરશરચઢાવીબોલ્યારામવચન, અલ્યાપુત્રોમુકોપ્રથમ શરતમોન્યાયવિચારીમન. ૯ એવુંસુણીનેલવકુશેમુકયાંબાણજુગલકીશોરતે ણીવાર, રઘુવીરપદનીપાસઆવીબાણેકર્યોનમસ્કાર. ૧૦ ધણીસ્તુતીતેબાણે કરીસંતર્પાયારઘુરાય, પાછાંઆવીપ્રવેશાંનીખંગમાંએવોમંત્રનોમહીમાય. ૧૧ પછીરામેબેશરમુકીયાધનુષેચઢાવીત્યાંહે, ભુજાત્મજેઆવતાઝડપીઝાલ્યાંછેક રમાંહે. ૧૨ વળીપંચશરમહાક્રોધકરીમુકીયાપુરૂષપુરાણ, તેઆવતાશરછેદી યામુકીકુશેદશબાણ. ૧૩ શ્રીરામેદીઠુબળઅધિકબેપુત્રનુતેઠાર, શતબાણમુ કયાંક્રોધકરીનેકુશઉપરતેણીવાર.૧૪ ત્યારેકુશેકારમુકશસ્ત્રમુકયાંરઘુપતિએકલ ક્ષ, દશલક્ષસીતાનંદનેમુકીછેદીયાંપરતક્ષ. ૧૫ કરીવૃષ્ટીકોટીશરતણીરવીમં ડળઢાંકયુંરામ, કર્યોબાણનોમંડપથયુંઅંધકારતેણેઠામ. ૧૬ ત્યારેઅસંખ્યશ રમુકયાંકુશેદીવ્યાસ્ત્રમંત્રેતાસ,શરજાળછેદીનેકર્યોઉદયોતભાનુપ્રકાશ. ૧૭ વિ ષ્ણુવહનનેજોઇનેજેમવિલયપામેસર્પ, ત્રિપુરારીલોચનજ્વાળથીથાયભસ્મબ ળીકંદર્પ. ૧૮ એમભુમિજાસુતનેશરેરામબાણનોથયોનાશ, વૈમાનબેશીદેવ સરવેજુવેછેઆકાશ. ૧૯ મહાપરાક્રમજોઇપુત્રનુંઆશ્ચર્યપામ્યારામ, લવકુશની

સાથેમધુરવચનેબોલ્યાપુરણકામ. ૨૦ હેબાળકજોઇબળતમારૂંહુંથયોપ્રસન્ન ઘણુમન,જેમાગોતેહુંઆપુતમનેકહુંસત્યવચન. ૨૧ત્યારેકુશહશીનેબોલીયોત મોભલાછોદાતાર, દાનેશ્વરીઅભીયાજુવોમોટમતણોનાહપાર. ૨૨ અરેતમોજે વાત્રિભુવનમાંનથીનીરદેકોય, જેકરમસર્વેતમારાંસંસારજાણેસોય. ૨૩ કોણુક હેતમનેધરમીસાધુસત્યવાદીસુર,તમોવાળીવાન્નરમારીયોકપટેકરીનેભુર. ૨૪ વળીસીતાસરખીસાધવીભાગીરથીસમઆપ. જેનુંનામલેતાંઅધમપ્રાણીથા યતેનિષ્પાપ. ૨૫ ચીદરત્નજેવીતેસતીપાળતી પ્રતિવૃતધર્મ, વિનાઅપરાધે તેતજીવનમાંએવાંતમારાં કર્મ. ૨૬ તેઅમસરખાકોઇજાણેછેબીજાકરેનહિવા ત, આજસમોઆવ્યોતેમાટેઅમોકરૂંછુંવિખ્યાત. ૨૭ પણજેદાઢેતજીજાનકીસ દકીરતીગઇતેસાથ, બળપુરૂષારથનેપરાક્રમગયુંજાણજોરઘુનાથ. ૨૮ એવાબો લસુણીબેબાળનાજોઇરહ્યાનિચુંરામ, જળભરાઇઆવ્યુંનેત્રમાંગદગદથયાતેઠા મ. ૨૯ મનએમજાણેપુત્રનેહું દેઉઆલીંગન, પછેકરૂણારસલેપનકરેલાંબોલ્યા રામવચન. ૩૦ અરેપુત્રોતમનેકોણેભણાવ્યા ગુરૂતમારોકોણ, તમોકુંવરકોના કેમરહ્યાઆવનવિશેનિરવાણ. ૩૧ ત્યારેહશીબોલ્યાબેજણાશીતમારેપડપુછ, સનમુખરહીનેયુદ્ધકરોજોહોયેમુખપરમુંછ. ૩૨ તમોક્ષત્રીથઇસંગ્રામમુકીકરવા માંડીવાત, કાયરતણુએકામછેનહિશુરામાંવિખ્યાત. ૩૩ રણમાંહેબંધુપડયાછે તેનોશોકતજીનેઆજ, હવેતમારેઅમવિદ્યાનું પુછયાછેણુશુંકાજ. ૩૪ તમોઅ યોધાનારાયકહાવોજન્મરવિકુળમાંહે, લંકાપતીરાવણહણ્યોદેખાડોબળતેઆં હે. ૩૫ જોઇયેતમનેકેવાભણાવ્યાગુરૂવશિષ્ટવિશ્વામિત્ર. તેપરાક્રમવિદ્યાતણુકરો પ્રગટવિરીયવિચિત્ર. ૩૬ વાતોકરેનથીછુટત્રુંપામશોનહિતોખાર, લાગતોહોય ભયતો આશ્રમપાળોજઇનેકરોવનમાંવાસ. ૩૮ શુરવીરહોયતોયુદ્ધકરોસનમુ ખરહીનેઆજ, નીકરતમારેશસ્ત્રબાંધ્યાતણુશુંછેકાજ. ૩૯ અમોસતિકેરાપુત્ર છુંજન્મીયાઆવનમાંહે, મુનિવાલ્મકેવિદ્યાભણાવ્યાપાળ્યાઅમનેઆંહે. ૪૦ એવાંવચનસુણીલવકુશતણાંથયાવિકળશ્રીરઘુરાય, પછેસીતાનેવિરહેકરીશ મનેથઇમુર્છાય. ૪૧ વળણ. મુર્છાઆવીપૃથ્વીપડીયા, જ્યારેસંભારાંસીતાયરે; ક્ષણમાત્રમાંસાવચેતથઇ, પછેઉઠયાશ્રીરઘુરાયરે. ૪૨ પતિશ્રીરામચરિત્રેઉત્તર કાંડેઅશ્વઇધીકેલવકુશમર્મવાકયાસિશ્રુત્વાશ્રીરામસ્યસિતાવિરહાતવિષાદોત્પ ન્નોમઅષ્ટસપ્તતીતમોઅધ્યાય.

## અધ્યાય ૭૯.

રાગમારૂ. હવેશ્રોતાજનસાવધાનથઇસુણોલવકુશનુંઆખ્યાન, જ્યારેમુ રછાવળીસાવધાનથઇનેઉઠયાશ્રીભગવાન. ૧ ત્યારેહનુમંતવિભિષણનીસુર છાવળીઆવ્યાઉઠીનેપાસ, કરજોડીનેબન્યોજણબોલ્યાસુણીયેશ્રીઅવીનાશ.

